# શેહેરાં નહિ મેહેરાં

યાને

એક તવંગર બીજી ગરીબ.

# એક રસીલી વાર્તા.

---

લખનાર,

રૂસ્તમજી હોરમસજી મીસતરી

તે

દુશમન દારાબ, સુખશાંતી કોષ, ફરજ, સોનારણ, વિગેરેના કર્ત્તા.

મુંબઈ

સર્વે જાણીતા બુકસેલરને ત્યાંથી મળશે.

૧૯૧૭.

કીંમત રૂ. ૧-૮-૦.



આ પુસ્તક સુરત મધે ખપાટીયા ચકલા ઉપર આવેલા શા. ખુબચંદ અમીચંદના ધિ સુરત જૈન એન્જીન પ્રીન્ટીંગ પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું. અને રૂસ્તમજી હોરમશજી મીસતરીએ, નંબર ૪૩૮, ઠાકોરદ્વાર ગીરગામ રોડ, મુંબઇમાં પોતાને માટે લખી પ્રગટ કર્યું છે.



# પ્રસ્તાવના.



ઘણે લાંબે વખતે મારા પ્રિય વાંચક વર્ગ આગળ મેં આ નાનકડું વારતાનું પુસ્તક રજુ કર્યું છે, અને હું આશા રાખુ છું કે તેઓ મારાં આગલાં સંખ્યાબંધ પુસ્તકો માફક આ પુસ્તકને પણ યોગ્ય આવકાર આપશે.

પારસી, હિંદુ, તેમજ મુસલમિન કોમને સમજ પડે તે માટે મારા હમેશના ધારા મુજબ આ પુસ્તકમાં પણ સાદી અને સેહેલી ભાષાજ વાપરવાની મેં કાળજી રાખીને સંભાળ લીધી છે, તેમજ બનતાં સુધી જોડણી શુદ્ધ રાખી છે, જેમ અવશ્ય થવું જોઇએ.

લી૦ સેવક,

રૂસ્તમજી હોરમસજી મીસ્ત્રી

કર્તા.

૪૩૮ ઠાકોરદ્વાર—મુંબઇ.

# રૂસ્તમજી હોરમજી મિસ્ત્રીની કલમથી લખાયલાં પુસ્તકો:-

---

**દુશમન દારાબ**, યાને પ્યારમાં હારેલો મુંબઇનો શેઠિયો.

**ગુલબાનુ**, એક તદન નવી વારતા.

**સપલની સુના**, પારસી સંસારી દલદાર પુસ્તક.

**પ્યાર બડા કે પૈસો**, પ્યાર એને પૈસા વચ્ચે ઝઘડો

**લીકોક**, બે ભાગ, એક ડિટેકટીવ વારતા.

**ખાનદાની ખુની**, ડિટેકટિવ રસીલી વારતા.

**જમશેદની જેહેમતો**, વાંચવા લાયક સાહસ કર્મો.

**ચુમીની મોહોકાણ**, સંસારી વારતા, આ નામથી ભૂલાવો ખાતા ના, નિરદોષ પુસ્તક.

**ફરજ**, સર્વેને નીતિ શીખવનારૂં પુસ્તક.

**શારમાલ કુંવર**, એક હસાવનારી વારતા.

**દિલ્હીનો બાદશાહ**, એક નાનકડી વારતા.

**સુખશાંતી કોષ**, સુઘડાઇ, સફાઇ, ખોરાક, હવા, વિગેરે ઉપર જાણુવા જોગ લખાણ.

**સોનારણ**, ઇતિહાસીક વારતા, ઇગ્રેજી ઉપરથી.

**Zoroaster & Zorastrianism** ઇગ્રેજીમાં, પારસીના પેગમબર અને ધર્મ વિષે.

**એ ઉપરાંત એમની બીજી અનેક ચોપડીઓ સર્વે બુકસેલરોને ત્યાંથી મળશે.**

# શેહેરાં નહિ મેહેરાં

## એક તવંગર-બીજી ગરીબ.

(પારસી સંસારી વાર્તા.)

### (પ્રકરણ ૧ લું.)

### ઘડીભરની લાલચ.

ગમે તેવું ખાનદાન-હોય ગમે તેવું કુળ,
વીસરતાં ના કદી-કે-સહુથી થાય ભૂલ.

સાંજનો વખત હતો. દિવસ પુરો થવા આવ્યો હતો. અને તે વખ્તે તે પોતાના ઘરના પાછલા કમપાઉન્ડમાં ભરાઇને ડોકર્યા કરતો હતો, તેની મતલબ એ હતી કે 'મારી માતાનું મોઢું જોઉં.' તેની માતા ભરવા બેઠેલી હતી. કમપાઉન્ડમાંથી તે તેણીને જોઇ શકતો ન હતો, તેથી ડોકર્યા તાણ્યા કરતો હતો. તેની બેન માયજીનું કામકાજ કરતી હતી. તેણીએ બત્તી સળગાવીને તે વચમાંની ટેબલ ઉપર મેલી અને પછી માતાજીની પાસે બેસીને કુતરાને પસવારતી હતી. તે જાણુતો હતો કે જે વખત જાય છે, તેમાં હું નાઠો નહીંતો રાત પોલીસની અંધારી કોટડીમાં કહાડવી પડશે. તે પોતાની માનો છેલ્લો દિદાર નિહાળવા આવ્યો હતો, અને હજી તેને બહો કહીએ કે અંદર ઘુસી આવીને તેણીને પોતાની હાલતથી વાકેફ કરીને કુ:ખ દેતો અટક્યો હતો.

સરકારીના ભીખાઇજી ઘણાં બુઢાં નહતાં. તેમની ઉમર પચાસની ભરતીમાં હશે, પણ દેખાવે ઉમર વધારે લાગતી હતી. અને તેનું કારણ એ કે તેમને અફસોસ ઘણો હતો. અફસોસથી તેમની તનદરોસ્તી ઉપર માઠી અસર થતી હતી. દેખાવમાં આ બાઇ દીવાસળીની સળી જેવી હતી અને. તેણીના બાલ ઉજળા બરફ જેવા થયલા હતા. તે છતાં તેણી ધૈર્યવાન હતી. અને ઘણી હિમ્મતથી પોતાના દહાડા પસાર કરતી હતી. આટલું છતાં તેણીનું મોં હસતું હતું, અને તેણીનો ચહેરો સામા ધણીને ખુશ કરે એવો હતો. સઘળું છતાં જો કોઇ બારીક અવલોકન કરનાર કદેલ શખ્સ હોય તો તેમની આંખ્યોપરથી કળ્યા વિના રહે નહીં કે ભીખાઇજી ભરાઇ સંતાઇને આંખ પાણી ભરતાં હશે.

સોહલ સરકારી કમપાઉંડમાં ભરાઇને માને જોતો હતો, તેનું કારણ એજ કે માની નજરે પડીને વળી તેણીને રડાવવી નહીં. એક તો તેણી પોતાના ધણીના વિયોગથી રડતી હતી, બીજું તેણીનો એક પાહાડ જેવો દીકરો થોડુંક થયું આ જેહાનથી વાસો ઉઠાવી ગયો હતો, અને ત્રીજું તો એ કે પૈસાની હાડમારીથી ભીખાઇજી જેમ તેમ પોતાનું ગુજરાન ચલાવતાં હતાં, અને તે ઉપરાંત હાલ સોહલુએ એક એવું પગલું ભર્યું હતું કે તેથી ભીખાઇજીનાં સંકટોમાં એક સંગીન ઉમેરો થાય, અને કદાચ તેણીની જીંદગીનો અંત પણ આવે. અત્યાર સુધી તો સંકટ અને ગરીબાઇ હતી, પણ સોહલે એવું પગલું ભર્યું હતું કે નામોશીનો મારો પડે. મેહેરાં પોતાની માયને ગરીબાઇનાં સંકટની હાડમારી ખમવાને ફિલસુફી ભરેલી રીતે સધ્યારો આપતી હતી, પણ નામોશીનો માર કેવી રીતે ખમાય ? અને નામોશીમાં આવી પડેલાને દિલાસો આપવાનું કામ મુશ્કેલ છે.

મેહેરાં ભીખાઇજીની એક પૂરી દીકરી હતી. અને તેણી ઘણી દઢ હતી. તેણીનો ચહેરો અતિશય ખેંચાણકારક નહતો. તે સાધારણ

હતો. તેણી ઘઉંના રંગની ચામડી ધરાવતી હતી. તેણીનો ઘાટઘટમ બેડોલ ન હતો, તેમ ઘણો વખાણવાજોગ પણ નહી હતો. તેણી બેડોલ ન હતી, તેમજ ઘણી ખેંચાણકારક ખુબસુરતી ધરાવતી ન હતી, જેથી જુવાનીઆઓ તેણીની ઉપર મરી ફીટે. જોતાંને વાર પ્યાર નો તીર કોઇ જવાનીઆને લાગે એવો ચેહેરો તેણી ધરાવતી નહતી, પણ લાંબો વખત તેણીની તપાસ લેતાં તેણીની અંદર તેજ દેખાતું હતું. પરંતુ જ્યારે તેણી હસતી હતી ત્યારે તેણીના ગાલમાં ખાડા પડવાથી તેણી સામા ધણીને ખુશ કરી શકતી હતી. કદમાં થોડી ઉંચી હતી, પણ ઉમર ઝાઝી ન હતી. ડ્રેસ પહેરવામાં તેણી ઘણી સાદી અને સુઘડ હતી.

સોહલ દુરથી પોતાની માબેનને જોઇને દિલમાં પસ્તાવો કરતો હતો કે મારાં આ પગલાથી મારાં મા બેન કેવાં દુઃખી થશે. હવે તેની ઉપર મેહેરાંની નજર પડી ચુકી હતી, અને તેને ભરાતો સંતાતો જોઇને તેણી સહેજ પામી ગઇ હતી કે કાંઇપણ ખોટું થયું હશે. સોહલીએ પોતાની આંગળી નાક ઉપર મુકીને મેહેરાંને ઇસારત કરી હતી, અને મેહેરાંએ તેને વળતી ઇસારત કરી હતી, તે ઉપરથી સોહલ પામી ગયો કે મેહેરાં મને બાહેર મળવા આવશે. સોહલ ત્યાંથી હટી જઇને પાસેના ઘરના ઓઠામાં જઇને ઉભો હતો.

“ માયજી, પાસેની બકરી આપણા કમપાઉન્ડમાં આવી છે તેને હાંકવા જાઉંછ”, એમ કહીને તેણી માળઉપરથી નિચે ઉતરી.

મેહેરાં જૂઠું બોલનારી છોકરી ન હતી. સાચું બોલવાની ટેવ તેણીને પડેલી હતી. પાસેની બકરી કમપાઉન્ડમાં આવી હતી, એ વાત સાચી હતી, પણ તે બાહાને તેણી નિચે ઉતરી હતી. બીખાઇજી પણ જાણતાં હતાં કે પાસેની :બકરી કમપાઉન્ડમાં મુકેલાં ઝાડનાં કુંડાં ઉંધા વાળી નાખે છે, અને તેથી મેહેરાંની વાત માનીને તેણીને નિચે જવા દીધી હતી.

બીખાઇજી સરકારી સુરતમાં રહેતાં હતાં. આખું ઘર તેવણ એકલાં વાપરતાં હતાં. કમપાઉન્ડ મોટો હતો, પણ વકિટીકો હતો, કમપાઉન્ડમાં આડી એક ભિંત હતી, અને તેના ઓઠામાં કોઇ ઉભો રહે તો ઘરની બારીએથી દેખાય નહીં.

કમપાઉન્ડના આ ગાળામાં સોહલ ભરાઇને ઉભો હતો, ત્યાં મેહેરાં તેને જઇ મળી.

"સોહલ, શું છે? તું ઘરમાં કેમ નથી આવતો? હું સમજી કે કાંઇ માઠું થયું છે. તેથી તને મળવા આવી."

"હા, બહેન, તું ખરી છે! માઠું થયું છે ખરૂં!" સોહલે દિલગીરી ભરેલા સાદે જવાબ દીધો.

સોહલ અને મેહેરાંને એક બીજાં સાથે ઘણું સારૂં હતું, અને તેઓ નાનપણથી સાથે રમીને ઉધરેલાં હતાં, વળી તેમનાં વચ્ચે ભાઇબેન તરીકેની લાગણી મજબુત હતી.

"ભાઇ, ઘરમાં આવની!" મેહેરાંએ કહ્યું.

"આસ્તે બોલ, આસ્તે! માયજીને ખબર પડવા નહીં દેવી કે હું સુરત આવ્યો છું"

"એટલું બધું! પણ એટલું તે શું છે?" મેહેરાંએ પૂછ્યું.

"હા—એટલું બધું! હું પાયમાલ થયો છું! મને તું ફરીથી નહીં જોશે! મેહેરાં, જે વખત જાય છે તેમાં હું પકડાઇશ! જે વખત જાય છે તેમાં પેલા આવી લાગશે!"

"કોણ આવી લાગશે? પાયમાલ? પાયમાલ શાનો?" મેહેરાં અજાયબીમાં અને ગભરાટથી પૂછવા લાગી.

"વળી કોણ? પોલીસ! અને મારો શેઠ!" સોહલે જવાબ દીધો.

સોહલી મુંબઇમાં બી. હોરમસજી નામના એક ઝવેરીની દુકાને

નોકરી રહેલો હતો, અને તેને ત્યાં અપ્રમાણિકપણું ચલાવીને નાહાસી આવેલો હતો, એમ મેહેરાં સમજી ગઇ, અને આ તેની કફોડી હાલતથી તેણીને ઘણું દુઃખ થવા લાગ્યું.

બી. હોરમસજી એક માલેતુજાર વેપારી હતો. સોહલને એના મરનાર બાપે ઘણી ભલામણ કરીને તેને ત્યાં ચાકરી રખાવ્યો હતો.

"મેહેરાં, એ લોક મારી ઉપર ચોરીનો વાંક મુકે છે! મેં થોડા રૂપીઆ વકરામાંથી લીધા, એ વાત ખરી, પણ મને જોઇતા હતા તેથી લીધા, અને પાછા મુકવાનો મારો મજબુત ઇરાદો હતો; થોડા દાહાડા પછી હું તે રૂપીઆ પાછા હિસાબમાં મુકી દેત, પણ સરકારના કાયદા પ્રમાણે એને ચોરીનું નામ આપવામાં આવે છે! મેહેરાં, હું શું કરૂં! નાચારીનો મારેલો હતો તેથી મેં એ રૂપીઆ લીધા, અને વળી હું કાયદાથી તદન અજ્ઞાન હતો," સોહલ પોતાની બેન આગલ પોતાનો ગુનાહ નરમ રૂપમાં મુકવાની કોશેશ કરીને સમજાવા લાગ્યો.

"હશે, જે થયું હશે તે ખરૂં, પણ હવે તું સાફસાફ વાત ખુલ્લી કર, તું અહીં શું કામ આવ્યો છે? અને તે લોક હવે શું કરવા માગે છે?" મેહેરાંએ પૂછ્યું.

"શું કરવા માગેછ? અરે મારા શેઠ બી. હોરમસજીને, જે ઓળખતો હોય તેજ ઓળખે. તે બહુ ચીસો છે, અને તેના દિલમાં દયાનો જરા છાંટો પણ નથી. મને પકડવાનું વારંટ કહાડયું છે; હું મારા મુંબઇના ઘરમાં નહીં મળ્યો, ત્યારે સુરતની પોલીસને ખબર કરવામાં આવી છે, એમ હું ધારૂં છું. વળી મેં મારા શેઠને મારીજ ત્રેનમાંથી સુરતનાં સ્ટેશન ઉપર ઉતરતાં પણ જોયો. હું ધારૂં છું કે જે વખત જાય છે તેમાં તે મારી શોધ કરતો અહીં આવશે, ને વળી સાથે પોલીસને લેતો આવશે, વાસ્તે મેહેરાં, મને તું કોઇ જગે સંતાડ!

બોલ, કોઇ સારી જગા છે, જ્યાં ભરાઇ શકાશે ? પોલીસ આવીને ઘરના ખુણા ખાંચોલા તપાસી જોશે, પણ કોઇને નહીં દેખાઉં તેવી જગામાં મને સંતાડ !"

"ભાઇ, બિહ ના ! મારાથી બનશે એટલી મદદ તને કરીશ ! પોલીસ પછવાડેના કમપાઉન્ડમાં પણ તને શોધ્યા વગર રહેશે નહી, વાસ્તે અહીં ભરાવું ઠીક નહીં થાય"

"હા, પણ જે વખત જાય છે, તેમાં તે લોક અહીં આવી પુગશે, વાસ્તે ઉતાવળે મને કેથે સંતાડ ! હું તો માયજીનું મો જોવા આવ્યો કે કેદમાં જાઉં તે અગાઉ માયજીને એકવાર દૂરથી જોઉં !"

"માયજીને મળવા માગે છ?" મેહેરાએ આતુરતાથી પૂછ્યું.

" મેં માયજીનું મોહું જોઇ લીધું. હું તેમને મળવા માગતો નથી ! મેં તને બાહેર બોલાવી તેનું કારણ એ કે તને મારી વાતથી વાકેફ કરૂં ! પણ તું માયજીને એ વાત કહેતી ના, નહીં તો બિચારાં અફસોસ કરીને બળાપો કરશે. ચોરી કરવાની મેં નાદાની કરી છે, પણ હું કાંઇ લુચ્ચો લફંગો નથી, કે મારાં માય તરફ ઘાતકી થાઉં, તેથી હું તને કહુંછ કે માયજીને એ વાતથી બિલકુલ વાકેફ કરીને દુઃખી કરીશ નહી. માયજીને એ વાત જણાવવાની કશી જરૂર નથી"

"ભાઇ સોહલ, હું જાણું છ કે માયજી તરફ તારૂં હેત ખરૂં છે, પણ તેં આવીને મને અચબુચી વાત કહીછ, તેથી હવે શું કરવું તે મને સુઝતું નથી"

બન્ને ભાઇ બહેન એકએકનો હાથ પકડીને વિચારમાં ઉભાં હતાં.

સોહલ વિષે મેહેરા મનમાં વિચાર કરતી ઉભી હતી. સોહલ કાંઇ ખરાબ છોકરો હતો નહીં. તે હજી નાનો હતો, અને તેથી નાદાન અને ઉછાછળો હતો. તે મનનો ઘણો નબળો હતો. મનની

નબળાઇને લીધેજ તે આડે રસ્તે ઉતરી પડતો હતો. તે પોતાનાં મન ઉપર કાબુ રાખી શકતોજ નહતો. તે છતાં તેણી વિચારવા લાગી કે આવી નબળાઇ અને નાદાનીઅતપણું કોઇને ખ્વાર કરીને જડમૂળથી ઉખેડી નાખવાને બસ છે. તે છતાં ખરો માર્ગ અને ફરજ દેખાડવાની લાગણીથીજ દોરવાઇને બોલી, "સોહલ, સારો અને સાચો માર્ગ એ નથી કે તારા શેઠ આગલ ગુનોહ કબુલ કરવો, અને તેની દયા અને માફી ચાહવી? તારી જગે હું હોતે તો એમજ કરતે."

"હા, એમ પેહેલે થતે! હવે નહીં બને! વળી મારા શેઠને તું ઓળખતી નથી. પથ્થર પિગળશે પણ એનું દિલ પિગળશે નહીં. મૂખ્ય કરીને જ્યાં પૈસાની વાત આવી ત્યાં સગા બાપનો નહી થશે. નહીંતો હું આગલથીજ તેની દયા ચાહતે."

"ત્યારે હવે તું કયાં જવા માગેછ?" મેહેરાંએ પૂછ્યું.

"મેં વિચાર કરી રાખ્યો છે કે રાતની ગાડીમાં દમણ નાહાસી જાઉં, ને વેશ બદલી નાખું. કાતરીઆં ઉપર એક નાનો બાકસ છે તેમાં મારો એક ઇંગ્લીશ 'સુટ' છે, તે કાતરીઆં ઉપર હરૂસે જઇને બદલું. રખેને માય મને સામાં થાય!" સોહલ કહેવા લાગ્યો.

આ પ્રમાણે ભાઇ બેન વાત કરે છે, તેટલાં આગલા દરવાજા તરપ રસ્તા ઉપર બે માણુસો ભીખાઇજીનાં ઘર તરફ ટીકતા ઉભા, અને તેમાંનો એક ઓટલા ઉપર પણ ચઢયો, અને મોટેથી બોલ્યો, "આએ ઘર, આએ ઘર!"



## (પ્રકરણ. ૨ જું.)

### બેનનો પ્યાર.

એકજ લોહી માંસમાં ઉછરે-તે બેન,
દુ:ખ જોઈ ભાઈનું ખોહી બેસે ચેન.

જે ધણી ઓટલા ઉપર ચઢયો હતો તે પારસી હતો, પણ પોલીસમાં નોકરી હતો. તે સોહલને અને તેના બધાં કુટુંબને ઓળખતો

હતો. મેહેરાંને તેની ધણીયાણીની સાથે પણ 'બહુ સારૂં' હતું, અને બીખાઇજીને તે વારંવાર મળવા પણ આવતી હતી. આ શખ્સને પોતાની નોકરીની ફરજ બજાવવા આવવાની ફરજ પડી હતી, પણ તેના મો ઉપરથી ખુલ્લું દિસ્તું હતું કે આ નાખુશ ફરજ બજાવવા તેનું દિલ અંદરથી કચવાટ કરતું હતું.

"આ ઘર! નહી વારૂં! ત્યારે તો એક જણ ઘરના પછવાડેના ભાગ તરફ ફરી વળો, નહીં તો પછવાડેના રસ્તેથી નાહસી જશે. સબર! પહેલાં મને અંદર જવાદો, હું પૂછ પરછ કરૂં, ને પછી તમે અંદર આવજો," આમ બોલનાર બી. હોરમસજી તે સોહલનો શેઠ પોતે હતો, અને તેને દૂરથી જોઇને સોહલનું લોહી બંધાઇ ગયું હતું.

"સોહલ હવે તું બાહેર ના જતો. તું આ ફુલોના કયારાની પછવાડે ભરાઇને સુઇ જા," મેહેરાંએ સુચવ્યું

સોહલ કયારાની પછવાડે ભરાઇને સુતો અને મેહેરાંએ ચાર પાંચ બીજાં કુંડાં ઝડપથી આજુ બાજુ એવી રીતે ગોઠવ્યાં કે કોઇને વેહેમ જાય નહી. એમ કરીને તેણી જાણે પોતાનાં કામમાંજ ગુંટાયલી હોય તેવો દેખાવ કરીને ખડકીમાં ગઇ. ખડકીનું બારણું અંદરથી બંધ હતું તે પેલો બાહેરનો શખ્સ ઠોકવા લાગ્યો, તેનો અવાજ સાંભળીને તેણી દરવાજા આગળ દોડી ગઇ, ને પૂછવા લાગી, "બા, કોને પૂછોછો?"

"સોરાબજી લીમજી સરકારી આ ઘરમાં રહેછે કે?"

"હાજી તેવણ તો મુંબઇમાં નોકરીએ છે," મેહેરાંએ જવાબ દીધો, "તમને તેવણનું મુંબઈનું 'એડરેસ' જોઇતું હોયતો આપું?"

"નહી, બાઇ, મુંબઇનું એડરેસ જોઇતું નથી. અમે ધારતા હતા કે તે સુરત આવ્યો છે અને જો અહીં આવ્યો હોય તો જરા વાત કરવી છે," બી. હોરમસજીએ મેહેરાંને કહ્યું.

"પણ, આ સાથે પોલીસના માણસો છે, તેથી કાંઇ ખોટું થયું છે શું? એવું હોય તો અમને ખુલ્લું કહો". મેહેરાંએ સમયસુચકતા દેખાડી ને આ લોકોને અહીંથી ખેરવવા હતા, તેથી તેણીને પોતાનો પાટ ભજી બતાવવા સિવાય બીજો છુટક નહિં હતો.

બી. હોરમસજીએ જવાબ દીધો, "બાઇ તમારા દેખાવ ઉપરથી તો લાગેછ કે તમે બધું જાણોછ, વાસ્તે સોહરાબ કયાં છે તે કહી દો. એમ સંત્તાડવાથી કાંઇ તમારૂં વળશે નહીં. આખરે તો તે પકડાયા વગર રહેશે નહીં." આ પ્રમાણે મેહેરાંને દમ ભરાવતી વેળા બી. હોરમસજીનો દેખાવ અભ્યાસ કરવા જોગ હતો.

બી. હોરમસજીના દમ ભરાવાને તોડી પાડીને દોરાબજી હવાલદાર, જે સુરતની પોલીસમાં હવાલદાર હતો, તે બોલ્યો, "નહીં! બિચારી છોકરી ઘણી ગરીબ અને ડાહી છે. એ બિચારી જે કહે છે તે ખરૂંજ હશે. એ છોકરો હજી આજે ઘરમાં આવ્યો નથી, એમજ લાગે છે."

આથી બી. હોરમસજીનું પાકી આવ્યું. દમદમાત કરીને બૈરાંઓને દમ ભરાવીને વાત પૂછી લેવા તે મુંબઇથી સુરત સુધી આવ્યો હતો. મેહેરાં સાથે વાત કરતાં કરતાં આજકાલનો શેઠીઆ મૂઓ મરડીને અક્કડવાની પોતાની ટેવ ભૂલ્યો ન હતો અને સોહલને પકડવા આવ્યો હતો, તે છતાં મેહેરાંને જોઇને તેને વિચાર આવ્યા વિના રહયો હતો નહીં કે "છોકરી ઠીક છે હો." ફકત આ તેનો વિચારજ તે કેવો માણસ હતો તે દરશાવવાને બસ છે.

"સોહરાબ તમારો ભાઇ થતો હશી, નહીં વારૂં? જુઓ એણે મારે ત્યાં ચોરી કીધી છે અને સુરત નાહસી આવ્યો છે. મને ખબર પડી છે કે તે મારી ત્રેનમાંજ અહીં આવ્યો છે. હું અતરેની પોલીસને મળવા ગયો તેટલામાં એ અહીં આવી પુગ્યો હશે. જરા જુઓ, બરાબર જુઓ, વખતે માળ ઉપર આવીને ભરાયલો હશે."

તેજ વખતે રામો ઘાટી ઉપરથી ઉતર્યો, તેને દેખાડીને મેહેરાં બોલી, "જોઇએ તો પૂછો અમારાં માણસને."

તેને પૂછતાં તે જે જાણતો હતો તે બોલ્યો કે "સોહરાબજી શેઠ તો મુંબઇમાં છે, અહીં કયાંથી હોય ?"

"ત્યારે, શેઠ, એ સુરતના સ્ટેશન ઉપર ઉતર્યો હશે પણ અહીં નહીં અ હોય," દોરાબજી હવાલદારે બી. હોરમસજીને કહ્યું, "હવે પછી, વખ્તે તે અહીં આવશે."

આ પ્રમાણે ખડકીમાં વાત થતી હતી, તેટલામાં ખડકીમાં માણસોના સાદ સાંભળીને બીખાઇજી નિચે ઉતરી પડયાં હતાં. દોરાબજી હવાલદારને આ બાઇ માટે બહુ માન હતું, તેથી તે જરા બાજુએ થઇ ગયો. કોઇબી રીતે બીખાઇજીનાં ઘર ઉપર પોલીસનો દરોરો લઇ આવવા તે નાખુશ હતો.

"મારાં માયજી આવેછ, એવણુને ગભરાવશો ના, બા!" મેહેરાંએ કરગરીને કહ્યું.

"અમે દિલગીર છીએ, પણ કાયદો પોતાનું કામ કરશે, અમે શું કરીએ ? તમારો ભાઇ જેવી તેવી રકમ ઉચાપત કરી ગયો નથી!" બી. હોરમસજીએ ઘણો મગરૂબીથી જવાબ દીધો.

"શું છે! આ શું છે?" બીખાઇજી ચશ્મો ચઢાવીને પૂછવા લાગ્યાં.

"માય, મારૂં નામ બેરામજી હોરમસજી ઝવેરી છે. હું તમારા છોકરાનો શેઠ થાવું છું"

"જી, આવો બેસો, કેમ મારો છોકરો કેમ છે?" બીખાઇજી સોહલની ખબર અંતર પૂછવા લાગ્યાં.

"મેં તમારા છોકરાને કેટલા દાહાડા થયા જોયો નથી! અમારા ધારવા પ્રમાણે તે સુરતમાં છે"

" નહીંરે બા, સુરતમાં આવેલો હોય તે હું નહીં જાણું ? સુરતમાં હોય તો કયાં રહે ? અમે તો એને મળવા ઘણાં આતુર છીએ ! ગઇ પતેતી ઉપર પણ મળવા આવીશ એમ લખ્યું હતું, પણ આવ્યો હતો નહીં "

" બા કહોની ? બોલોની ? સોહલનું શું કામ છે ? " ભીખાઇજીએ પૂછ્યું.

"હાજી, ઘણું અગત્યનું કામ ! પણ તમે કહોછ કે તે અહીં આવ્યો નથી, તો પછી મને અહીં થોભવું પડશે. તમે કહોછ કે સોહરાબ તમારાં ઘરમાં નથી, તો અમે તમારાં જેવાં એક ભલાં બાઇનો સખુન માન્યે છીએ, નહિ તો કાયદા પ્રમાણે ઘરના ઝાડા જોવા જોઇએ "

" ઓહ ! માયરે ! મેહેરાં એ લોક શું બોલેછ ! પણ શું છે બા, કોઇ કહેશો ? ઓ મારા સોહલ ! મારા સોહલ !" એમ બોલીને ભીખાઇજી બેશુધ્ધ થઇને પડયાં.

મેહેરાંએ બધાંને કરગરીને હાથ જોડીને કહ્યું," બાવા, તમે હમણા તો સીધારો; જોયું કેની ? મારાં માયજીની છાતી બહુ પોચી છે ! મહેરબાની કરીને એવણને સતાવો ના !"

સોહલનો શેઠ આ ઉપરથી તોછડાઇથી બોલ્યો," એમાં મારો વાંક શો છે ? મોડે યા વહેલે તમારાં માય જાણતે તો ખરાંજ ! પછીબી કહેવું ને હમણાબી કહેવું, બધું સરખુંજ છે ! "

મેહેરાં હવે ચીરડાઇને બોલી, " જાઓ બધાં અહીંથી જાઓ ! માય હુશ્યારીમાં આવશે ને તમને પાછાં જોશે તો વળી જીવ બગડી આવશે. મેં તમને એક વાર કહ્યું કે સોહલ અમારે ત્યાં નથી, તેથી તમને અહીં વધારે વાર થોભવાની અગત્યતા નથી. "

ભીખાઇજી થોડી વાર પછી હુશ્યારીમાં આવ્યાં, તેવારે મેહેરાંને

ખરી હકીકતથી તેમને વાકેફ કરવાની ફરજ પડી. વળી સોહલ માયનો ચહેરો જોવાની ઉમેદમાં કમપાઉન્ડમાં ભરાયો હતો તે પણ તેણીએ માયને કહ્યું હતું.

"માયજી, કોઈ પૂછે તો એમ ના બોલતાં કે સોહલ સુરતમાં છે, સમજ્યાં કે?"

"મરેરે! મને પૂછશે ત્યારે હું જૂઠું કેમ બોલીશ!" બિચારી ભોલી અને ભલી ભિખાઇજી જૂઠું શું અને તાલતઝાવતથી બોલવું કેમ, તેની સમજ ધરાવતાં હતાં નહીં, તેથી મનમાં ડગડગવા લાગી.

"માયજી, જુઓ, સોહલને બચાવવો હોય તો સેહેજ જૂઠું પણ બોલવું પડશે," મેહેરાંએ માયને લગરીક સખત ઢપથી કહ્યું.

"જે થાય તે ખરૂં, પણ મારા દીકરાને ફસાવી તો શકુંજ નહીં! મેહેરાં, મને કહે કે એ લોક પૂછે તો જવાબ કેવી રીતે આપું? તું આગલ નહીં હશે ને મને પૂછવા આવશે તો હું કેવો જવાબ આપું? રખેને મારાથી કાંઇ આટો બકાય! મરેરે! જૂઠું તે કેમ બોલાશે!"

"માયજી, હુંજ બધાઓને જવાબ આપીશ. હું તમારી આગલથી જરા પણ ખસીશ નહીં. તમે મુંગાં બેસી રહેજો, ને તમે બોલો તો ટુંકા ટુંકા જવાબ આપજો. મેં નથી જોયો, અહીં સોહલ નથી, કોણ જાણે ક્યાં છે? એટલા જવાબ આપજો, પછી તેમાં તમે સાચુંજ બોલશો."

"પણ મેહેરાં, સોહલ ક્યાં છે? બોલાવ, અહીં બોલાવ."

"કોણ જાણે માયજી એ ક્યાં ગયો? અહીં હોત તો બાહર આવત. માયજી તમે હવે ઉપર જાઓ, કે કોઇ આવે તો નિચેજ બેસે. હું કહીશ કે માયજીનો જીવ બગડયો છે એટલે તમને કોઇ છેડશે નહીં."

ભીખાઇજીને માળ ઉપર મોકલીને, પછી મેહેરાં પાછલા કમપાઉન્ડની બાહેર નિકળીને ઉભી. ત્યાં પણ પોલીસનો પાહરો હતો. પેલો

દોરાબજી હવાલદાર ત્યાં ફર્યા કરતો હતો, તે મેહેરાં આગળ આવ્યો ને મેહેરાંને સલામ કરીને બોલ્યો. "શું કરૂં બેન, મને તો ચાકરી કરવી છે!"

"હાજી, તમારો એમાં શો વાંક! પણ બિચારાં મારા માયજી બહુ બીહેછ ધ્રુજેછ!"

"તમારો ભાઇ અહીં તો નથી, ને આજે રાતે તે હવે તમારે ત્યાં આવેબી નહી. વળી હું પણ આંખ મીંચીને ફરૂંછ! તમારે મારી તરફથી કાંઈ ધાસ્તી રાખવી નહી." હવાલદારે ધિરજ આપી.

"દોરાબજી, અમને આવાં સંકટની વખતે મદદ કરોછ તેથી તમારો ઉપકાર કદી ભૂલાશે નહીં," મેહેરાંએ તેનો ઉપકાર માન્યો.

"મારાથી તમને સીધી રીતે મદદ થઇ શકે નહીં. સરકાર મને ચાકરીથી ઉખેડી નાંખે! પણ તમે બીહો ના! ઓળખાણવાળાં ઉપર મારાથી સખ્તાઇ વપરાયજ નહીં, પણ તમે અહીંથી ચાલી જાઓ, બીજાં પોલીસનાં માણસ તમારી સાથે મને વાત કરતાં જોશે તો મનમાં વેહેમાશે."

"તમારી મોટી મહેરબાની!" મેહેરાં બોલી.

દોરાબજી હવાલદાર આસ્તેથી દાંત પીસીને બીજી તરફ જોતાં જોતાં બોલ્યો, "પાસેના વજીફાને નાકે ખાલી બંગલી છે તેમાં સોહલને સંતાડજો, ત્યાં હું કોઇ પોલીસના માણસને જવા દઇશ નહીં."

"અંહ! સમજી! મોટી મહેરબાની!" આટલી વાત પછી મેહેરાં ત્યાંથી ચાલી ગઇ.

દોરાબજી હવાલદાર પણ ત્યાંથી થોડી વારમાં ચાલી ગયો, ને તેના ઇસારા અને સૂચના પ્રમાણે અમલ કરવામાં સોહલની સલામતી છે એમ મેહેરાં પણ માનવા લાગી.

## ( પ્રકરણુ ૩ જું.)

### પડોસણુ પડખે છે.

મિત્રની મદદ મળવે અરધો બેહેડા પાર,

મિત્ર મદદ કરે નહીં તો જીવતો મુવો ઠાર.

મેહેરાં પાછી આગલે દરવાજે ગઇ. ઓટલા ઉપરનું બારણું બંધ હતું, પણ લોખંડના સળિયામાંથી તેણી જોઇ શકતી હતી, કે એક સિપાઇ સામે બેસીને ઝુંકતો હતો. પોલીસે તેને ત્યાં બેસાડયો હતો. તે પણ ઉંઘતો હતો, કારણુ કે તે જાણુતો હતો કે જે ધણીને પકડવાનો હૂકમ છે. તે ઘરમાં નથી.

એકદમ અંધારૂં થયું પછી મેહેરાં કમપાઉન્ડમાં ગઇ, અને સોહલ કયરાની પછાડે હજી ભરાયલો છે કે નહીં તે જોવા લાગી. માલુમ પડયું કે તે ત્યાં નહીં હતો. પણુ કયારાની બાજુએ જે બાજુએ પડોસનો વજીફો આવેલો હતો, ત્યાં એક બાજુએથી નાની નિચી બારી હતી તે ઉઘાડી હતી. તેમના ઘરમાંથી પાસેના વજીફામાં નિકળવાના અનેક રસ્તા હતા, અને તે સઘળા રસ્તાથી સોહલ અબબતાં વાકેફ હતો. મેહેરાં સમજી ગઇ કે સોહલ આ બારીએથી પાસેના વજીફામાં કોઇ જગે ભરાયલો હશે.

માકાશાહ હોમજી નામનો શ્રિમંત શેઠિયો આ વજીફાનો માલેક હતો. વજીફાની એક બાજુ બેઠો બંગલો હતો, તેમાં તે રહેતો હતો. હાલ તે બેઠા બેકાર હતો, તેની ઉમ્મર ભરાઇ ચુકી હતી, અને હવે તે ઠગુમગુ ચાલતો હતો. તેના ઘરમાં તેની એક પુરી પોત્રી હતી તેનું નામ શેહેરાં હતું. આ વજીફાનાં દૂરનાં એક ખુણામાં એક નાની બંગલી હતી, તે ઉપરથી આ આખા વજીફાને બંગલીવાળા વજીફાનાં નામથી ઓળખવામાં આવતો હતો. અને શેહેરાં વજીફાની શેહેરાંના નામથી સર્વેને જાણીતી હતી.

મરનાર ભીમજી સરકારી માકાશાહનો પડોસી થતો હતો, તેમજ માકાશાહ સાથે તેને ઘણું સારૂં હતું, તેવારે તેણે પોતાના દોસ્તની સગવડને ખાતર સરકારીના ઘરમાંથી વજીફામાં નિકળાય, એવો નાનો રસ્તો કરી આપ્યો હતો. તે નાના રસ્તે નાહાસી સોહલ પડોસીના વજીફાની જમીન ઉપર કોઇ જગે સંતાયો હતો.

વજીફાની શેહેરાં અને સરકારીની મેહેરાં બન્ને ઉમ્મરમાં લગભગ સરખાં હતાં. ફરક માત્ર એક બે વરસનો ભાગ્યે હોય. તેઓ નાનપણથી સાથે રમીને મોટાં થયાં હતાં. પણ હાલ તેઓ મોટાં થયાં પછી એક બીજાંને ઝાઝાં મળતાં નહતાં, કારણ કે શેહેરાં પૈસાવાળી હતી અને માકાશાહ તેણીની કેળવણી પાછળ બહુ પૈસા ખરચતો હતો, અને પોતાના અનેક તરાહના અભ્યાસમાં ગુંટાવાથી તેણીને મેહેરાંને મળવાનો અવકાશ મળતો હતો નહીં. મેહેરાં ગરીબાઇમાં ઉધરેલી હતી, અને બાપના મરણ પછી, આપણે ઉપર કહી ગયા તેમ ભીખાઇજી જેમ તેમ પોતાનું ગુજરાન કરતાં હતાં. મોટાંની સોડમાં ગરીબોને ઝાઝું પરવડતું નથી, તેથી શેહેરાંની દોસ્તી ચાલુ રાખવા મેહેરાં ખુદરતી રીતે અચકાતી હતી, અને તેથી તેઓ વચ્ચે હાલ જેવો જોઇએ તેવો એખલાસ વધ્યો હતો નહીં.

તે છતાં મેહેરાં વજીફામાં વારંવાર ફરતી હતી. વજીફાનાં ખૂણેખુણા તેણીને માલુમ હતાં. મેહેરાંએ ધાર્યું હતું તેમજ હતું. સોહલ તે નાના ખાનગી રસ્તે વજીફામાં ઉતરી પડયો હતો, અને ત્યાં સોહલ મેહેરાંની સામે આવી ઉભો.

"સોહલ. આસ્તેથ બોલ પેલી વજીફાના નાકે આવેલી નાની બંગલીમાં ચાલ. મેહેરાંએ નાક ઉપર આંગળી મુકીને સોહલને ગડબડ નહી કરવાની ચેતવણી આપીને બોલી.

પોલીસની તેમને બિહક ન હતી. માળી અથવા કોઇ નોકર તેમને જુએ તો પોલીસને ખબર આપે માટે સાવચેત રહેવાની તેમને જરૂર હતી.

સોહલ છુટો પડીને તે બંગલી તરફ ભરાતો સંતાતો ચાલી ગયો. તેની પાછળ મેહેરાં ગઇ. વચમાં તેમને કોઇ મળ્યું હતું નહીં.

આ બંગલી કેટલોક વખત થયો પડતલ હતી, ત્યાં મેહેરાં, સોહલ, શેહેરાં, સઘળાં નાનાં હતાં ત્યારે રમ્યાં હતાં. તે તદન ખાલી હતી, અને ભાંગેલા દેવસ્થાન જેવી દેખાતી હતી.

"ઓહ ! મેહેરાં ! એતો બંધ છે ! અરેરે કોઈ મને જોશે તો મૂવે છૂટયો !" સોહલ મેહેરાંના કાનમાં આસ્તેથી બોલ્યો.

વાત ખરી હતી. આ બંગલી અંદરથી બંધ હતી, અને તેને સમરાવીને પાછી વપરાસમાં લીધી હોય એમ લાગતું હતું. એક ઉડતો વિચાર મેહેરાંનાં મનમાંથી પસાર થઇ ગયો કે દોરાબજી હવાલદારે જાણી જોઇને ફસાવવાનું છટકું માંડયું હશે, પણ એ વિચાર તદન ખોટો હતો, અને હવાલદારને હલકું લગાડનારો હતો.

મેહેરાંએ સોહલને સંતાઇ જવાં કહ્યું, અને બંગલીનું બારણું ઉઘાડવાની કોશેશ કરી. વખ્તે ઘણા દાહાડાનું બંધ હોય તો ચીટકી બેઠું હોય, પણ એમ કોશેશ કરે છે, તેટલાં અંદર કોઇનાં પગલાં સંભળાયાં, અને એક મિનિટમાં કોઇએ બારણું ઉઘાડયું, ને શેહેરાં હાથમાં દીવો લઇને મેહેરાંની સામે આવી ઉભી, ને બોલી, "મેહેરાં, મેહેરાં તું છે ! કેમ અહીં કેમ ?"

તેઓ એક બીજાને ઘણા દિવસ પછી મળ્યાં હતાં. હાલ મેહેરાના દેખાવમાં ઘણો ફરક પડેલો જોઇને શેહેરાંને મેહેરાં ઉપર દયા ઉપજવા લાગી, અને તેથી તેણી પૂછવા લાગી, "મેહેરાં, કેમ તું મલતી નથી ? કેટલોક વખત થયો તું બિલકુલ દેખાતીજ નથી ! તને વળી બળાપો ઘણો લાગે છે !"

મેહેરાંએ કાંઇ જવાબ દીધો નહી. જવાબ શો આપે ? તેણીએ ફક્ત માથું ધૂણાવીને મુંગે મોઢે પોતાની હાલતથી ચતુર શેહેરાને વાકેફ

કાપી, અને પછી રડી પડીને બોલી, "ઓહ! શેહેરાં! અમને મદદ કર! ખુદાને ખાતર અમને બચાવ!" એમ કહીને તેણી રડવા લાગી. શેહેરાંની કાળજી ભરેલી વર્તણુકથી મેહેરાંને હિમ્મત આવી, અને ત્યારે તેણીએ તેણીને ખરી હકીકતથી વાકેફ કરી.

"સોહલ ક્યા છે? બોલાવ, હું દિલોજાનીથી એને અહીં સંતાડીશ. પેહેલાં આ બંગલી પડવ પડેલી હતી, પણ આજ દિવસ થયા મેં એને રિપેર કરાવીને થોડો સામાન અંદર ગોઠવ્યો છે. બોલાવ, એ ક્યાં છે? સોહલ સોહલ, અહીં આવ, બિહ ના."

"પણ મેહેરાં, તેં બધી વાત શેહેરાંને કહી કે? બધી વાત કહે ને પછી જો કે એ મને મદદ કરે છે કે નહીં? નહીં તો પાછળથી એને ફરિયાદ કરવાનું કારણ મળશે કે બા, હું તો કાંઇ જાણતી હતી નહીં."

"મને કાંઇ જાણવું નથી, ને મને કોઇની ફિકર નથી. આજની રાત તું અહીં બંગલીમાં ખુશાલ રહી શકશે. તું અહીં છે એમ કોઇને શક વતીક આવશેજ નહી," શેહેરાંએ સધ્યારો આપીને કહ્યું.

---

## ( પ્રકરણ ૪ થું. )

### વિચારવંત પગલું.

ગુનાહ કરયો મેં—ભલે થાય મારા બુરા હાલ
કાંય સહે તેની મારી બાઈ બેનો જંજાળ ?

"આવો સોહલ બેસો. મેહેરાં, જ્યાં સુધી અહીં ગડબડ કરયે નહીં, ત્યાં સુધી અહીં કોઇનું ધ્યાન ખેંચાશે નહીં. અને હું ખાતરીથી માનું છું કે આ તારો ભાઇ અહીં સહીસલામત છે. વળી આ બંગલીને થોડા દહાડા થયા રંગ ચુનો લગાડયો છે. મારૂં મન થયું કે એ પડત બંગલીને મારો અભ્યાસનો ઓરડો બનાવું. કેમ, હવે બધું કેવું લાગેછ!" શેહેરાંએ પૂછ્યું.

"હા, તદન ફેરફાર લાગે છે!" એમ બોલીને મેહેરાં એક ઈઝીચેર ઉપર થાકેલી પડી. બીજી બાજુ ઉપર સોહલ પણ બે હાથે માથું દાબતો બેઠો હતો. ચતુર શેહેરાંએ તુરતજ જોઇ લીધું હતું કે આ બન્ને ભાઇ બેન ગભરાયલાં તેમજ થાકેલાં છે. મુંગે મોઢે તેણીએ સોહલ આગલ શેરીવાઇનની બાટલી મુકી, અને મેહેરાં આગલ લેમોનેડનું ગ્લાસ મુકયું. વળી કબાટમાંથી થોડી બીસકીટ, જામ, જેલી, માખણ કાહાડીને મુકયું, અને સોહલને ખાવાની ઘણી ઓહોંસ કીધી. તુરત પોતાના નાના ચુલા ઉપર કૉફી બનાવી અને સોહલને આપી, અને બોલી, "સોહલ, હું કાંઇ તને અંજાણી નથી. તું અહીં બિલકુલ ગભરાઇશ નહીં. પેટ ભરીને ખા અને પી, અને પછી ઉંઘી જા. અહીં કોઇ તને છેડશે નહી, તેમજ અહીં કોઇને તારા માટે કશો શક પણ પડશે નહી"

"હા, સોહલ, તું અહીં થોડા દિવસ ભરાઇને આરામમાં રહે, પછી તારાથી જવાય ત્યાં તું નાહાસી શકશે."

"ઠીક છે!" સોહલે જવાબ દીધો. શેહેરાંની હાજરીમાં તેને બહુ ખરાબ લાગતું હતું, અને તેથી તેણીને પોતાનું મોં પણ બરાબર દેખાડવાની હિમ્મત કરતો હતો નહીં, પણ પછી મેહેરાંની તરફ જોઇને બોલ્યો, "મેહેરાં, તને અને આ બાઇને મારે લીધે બહુ તકલીફ અને અગવડ પડી છે. હું મુંબાઇથી અહીં સુધી આવત નહી, હું માયનું મોંઢું જોવા આવ્યો; પણ મને માયજીની બહુ દયા લાગે છે. રૂપીઆ ખર્ચી ખાધા એ કામ મારાથી ઘણું ખોટું થયું એમાં તો કશો શક નથી."

"હા. એ કામ ઘણું ખરાબ તો ખરૂં! કાયદા વિરૂદ્ધ તો ખરૂં!" શેહેરાં દિલસોજી સાથે બોલી.

આ સાંભળીને સોહલ બોલ્યો, "શેહેરાં, જો તું એમ ધારતી હોય કે મને અહીં છુપાવાથી તમો લોકને કોઇ પણ જાતની આપદા કે પીડા ભોગવવી પડશે, તો હું અહીંથી હમણા આ ઘડી ચાલી જાઉં. મારે લીધે કોઇને પણ પીડામાં લાવી મેલવા હું તદન નાખુશ છું."

"નહીં, નહીં ! સોહલ, જો મને કાંઇ પણ અડચણ હોત, તો હું તને પેહેલેથીજ કહી દેત. તેં ખરાબ કામ કીધું, એમ હું બોલી તેનો અર્થ એમ નથી થતો કે હું તને મદદ કરવા નારાજ છું. હજી સુધી મારી જીંદગીમાં મેં કોઇને પણ મદદ આપવા ના પાડી નથી."

"ત્યારે તારી મોટી મહેરબાની ! મારા માયજી આ વાતથી કેવાં દુઃખી થશે ! કેદમાં જવાનો પણ મને ગમ નથી, પણ હું કેદમાં જાઉં તો મારી બાયડીનું શું થાય તેના વિચારથી હું નાહાસભાગમાં પડયો છું !"

"ત્યારે તું પરણી ચુકયો છે ?" શેહેરાંએ પૂછયું.

"હા, મારી બાયડી મુંબઇમાં છે. હું સુરત આવ્યો, તેની વળી બીજી મતલબ એ કે મેહેરાંને સમજાવીને મુંબાઇ મોકલું, કે જઇને મારી બાયડીની સાથે રહે, ને તેણીને મદદ કરે."

"હું મારા ભાઇને મદદ કરવા કદી ના પાડી શકું નહી ! પણ તારી બાયડી કયી? પેલી નાજાં કે ?"

"નાજાં ! કયી નાજાં ?" શેહેરાં પૂછવા લાગી.

"હા, નાજાં, પણ હું કાંઇ તેણીને બરોબર ઓળખતી નથી. એ છોકરી–હું કાંઇ તેણીને વિષે ઝાઝું જાણુતી પણ નથી." મેહેરાંને ગુંચવાડો થયો, તે છતાં હુશ્યારીથી વાત ઉડાવી નાખીને જવાબ દીધો, પણ તેણીનો ગુંચવાડો સોહલ કાંઇક સમજયો, અને તેથી તે બોલ્યો:—

"હા, મેહેરાં, તું મારી બાયડી વાસ્તે ગમે તે ધાર. હા, તેણી બિચારી દોઢીઆંવાળી તો નથીજ! બિચારી બાવરચીની છોકરી થઇ તેમાં તેણીએ શો ગુનાહ કર્યો? વળી ઘેરેઘેર કામ કરતી હતી, તેથી શું થઇ ગયું ? જરા ઈજરડી પીજરડી ને ફુવડ જેવી લાગેછ, પણ તેમાં કાંઇ પાપ જેવું તો નથીજ ! અફસોસ ! હું તેણીને કાંઇપણ ચેતવણી આપ્યા વગર અહીં નાહસી આવ્યો છું !" સોહલ પોતાની બાયડીને માટે બળાપો કરતો બેઠો.

ઉપર પ્રમાણે સોહલને બંગલીમાં ખાવા પીવાનું સઘળું પુરૂં પાડીને શેહેરાં ત્યાંથી પહેલી એકલી ચાલી ગઇ. ત્યારપછી કેટલીક વારે મેહેરાં ત્યાંથી સટકી ગઈ.

સોહલ બારણું અંદરથી બંધ કરીને બેઠો હતો. મેહેરાં ઘરે જઇને આગલ પાછલ જુએ છે તો પોલીસના પાહારા જેવું કશું હતું નહીં આ સઘળું રાત્રે સાડાસાત વાગે થયું હતું, પણ પાછલી રાત્રે ચાર વાગતે મેહેરાં સોહલને માટે ચાહ પાઉં લઇને કોઇ નહીં જોય તેમ બંગલી ઉપર ચઢી, અને બારણાંને ટકોરો માર્યો. ટકોરા સાથે બારણું ઉઘડી ગયું, અને ઓરડો ખાલી જોઇને મેહેરાંની અચરતીનો શો પાર! સોહલ ત્યાં હતો નહીં. ઓરડો તદનજ ખાલી હતો. જ્યારે તેણીની અચરતી અને ગભરાટ નરમ પડયાં, ત્યારે તેણીની નજર લખવાની મેજ ઉપર પડી. ત્યાં બે ચીઠી પડેલી હતી. એક મેહેરાંના નામની, અને બીજી શેહેરાંના નામની. તેણીએ પોતે પોતાનાં નામની ચીઠી ઉખેડીને વાંચી તે નિચે પ્રમાણે હતીઃ—

**વાહાલી બેન મેહેરાં,**

જેમ જેમ મેં વિચાર કીધો તેમ તેમ મારી ખાતરી થઇ કે તમો લોકને મારે માટે બહુ પીડા ભોગવવી પડશે. માયજી, તું, શેહેરાં, એ સઘળાંઓને જરાપણ મારે માટે તકલીફ આપવા હું ખુશી નથી, અને તેથી મેં મારો વિચાર બદલ્યો છે. જે થાય તે ખરૂં એમ ધારીને હું બાહેર નીકળ્યો છું ! હું પાછલી રાતની ગાડીમાં મુંબઇ જાઉંછ, ત્યાં નાજાંને મળીને તેણીને સાથે લઇમે કોઇક ઠેકાણે નાહાસી જઇશ, ને ત્યાં મારાં બાઇડી છોકરાં સાથે રહીશ. જો હું પકડઇશ તો તે વિષે તને જણાવીશ, ને હું પકડાઉં તો પછી મારાં બાઇડી છોકરાંને તમે સંભાળી લેશો એવી મારી ખાતરી છે. હાલ તુરત તારે મારી તરફના કાગળની રાહ જોવી નહી. મેં શેહેરાં ઉપર ઉપકારનો પત્ર લખ્યો છે, મારી

તરફથી તું પણ તેણીને અતી ઘણો ઉપકાર માનજે ! માયજીને મારી હાલતથી વાકેફ કરજે અને કહેજે કે મને માફ કરે. થોડીક મુદત વીતી જશે પછી તારી ઉપર કાગળ લખીશ. ”

લા૦ વાહાલો ભાઇ સોહલ.

---

## ( પ્રકરણ ૫ મું. )

### વિચિત્ર બુઢો.

બુઢાપાનું વિલક્ષણ છે તિક્ષણ હઠીલાઇ,
જાન જતાં છોડે નહીં ભેજાંમાંની રાઇ.

માકાશાહનો બંગલો નાનો પણ રૈનકદાર હતો. અસલના વખતની બાંધણી એટલી મજબુત હતી કે લાકડકામ કે ઇંટકામને હજી સેહેજ પણ ઘસાડો લાગ્યો હતો નહીં. માકાશાહ આખો વખત પોતાની લાઇબ્રેરીમાં કાહાડતો હતો અને આખો વખત, શેહેરાં, શેહેરાં, બુમ પાડીને બોલાવીને તેણીને પાસેજ બેસાડી રાખતો હતો, અને સઘળો વખત તેણીની પાસે ન્યુસપેપર અને ચોપડીઓ વંચાવતો હતો. માકાશાહને વારતા, તવારિખનાં પુસ્તકો ઉપરાંત અસલી ઈરાની નામાનો ભારે શોખ હતો.

માકાશાહનો બંગલો એક સદીનો જુનો હતો, પોતે બે ઉપર જમાના જોઇ ચુકયા હતા, પણ તેમ માકાશાહના બંગલાનો ફરનિચર પણ બાવા આદમના જમાનાનો હતો એમ નહીં સમજવું. જેમ શેહેરાં નવા જમાનાની ઉધરતી નોજવાન છોકરી હતી, તેમ ફરનિચર નવી ઢબનું, નવા જમાનાનું હતું. ફરક માત્ર એટલો હતો કે શેહેરાં હાલતાં ચાલતાં પ્રાણીનાં વર્ગમાં હતી, ત્યારે ફરનિચર જુદા વર્ગમાં મેલી શકાતું હતું.

માકાશાહ પોતાની પૌત્રી શેહેરાં તરફ કાંઇ વિચિત્ર વર્તણુક બતાવતો હતો. લોકોમાં એવીજ બુમ હતી કે માકાશાહનો તાકો ઘડી થયો કે તેની

ગંજાવર દોલત, બંગલો, વજીફો, સર્વ શેહેરાંને મળશે, પણ બીજા હાથ ઉપર શેહેરાંને તેની લેશ ભાર આશા ન હતી. મુવેલાં માણસની દોલતની આશા રાખવી એમાં સર્યામ દૂર્ગુણ છે, એમ તેણી પોતાની કેળવણીથી માનતી હતી. બાવાનો પૈસો મળશે ત્યારે આમ કરીશું, અને બપાવાની દોલત મળશે ત્યારે ફલાણું કરીશું, એમ જે લોક અગાઉથી હવામાં કિલ્લા બાંધતાં હોય તેમને શેહેરાં ખરાં જીગરથી ધિકકારતી હતી. વળી પોતાના બપાવાના મનના ફાંટાથી તેણી બરાબર વાકેફ હતી. માકાશાહ બેશક ફાંટાબાજ અને સેહેજ ચસકેલ હતા. ઘણીવાર તેમનાં કામ અસાધારણ હતાં. વળી એક કરતાં અનેકવાર તેમના મોંઢામાંથી શબ્દો નિકળ્યા હતા કે બૈરાંઓથી વજીફાની વ્યવસ્થા થઇ શકે નહીં. ઓરત જાત તરફ માન તો નહીંજ, પણ તેમને માટે ઘણો હલકો વિચાર ધરાવનાર શખ્શોમાંનો માકાશાહ એક હતો. જો કે તેને ઓરત જાત સારૂ હલકો મત હતો, તો પણ તે ભાર મુકીને કહેતો હતો કે ઓરત જાતનો નિભાવ કરવાની ફરજ મરદ જાતના માથે છે. આ તેના મતને અનુસરીને તે પોતાનાં ઘરની છોકરીને, એટલે શેહેરાંને, કોઇ પણ પ્રકારની હાજત કે તંગીમાં રાખતો હતો નહીં. તેનો મત એ હતો કે ઓરત જાત સારી રીતે પોશાક સજ કરવાને બંધાયલી છે, જેથી મરદોની આંખને ટાઢક થાય. આ તેના વિચારને અનુસરતી રીતે તે શેહેરાંને પોતાની આંખને ગમે એવો ડ્રેસ કરવાને ફરમાવતો હતો. આથી તેણાને સાડી કપડાં ઘરેણાં વગેરે ઘણા છૂટા હાથે અપાવતો હતો. તે કહેતો કે જે ઓરત આપણી આંખને ખુશ ન કરી શકે તે ઓરત બીજાં કાંઇ કામની નથી.

આજે પણ માકાશાહ ચશ્મો ચઢાવીને શેહેરાંને માથાથી પગ તરફ તપાસવા લાગ્યો. તેને એવી ટેવ હતી તેથી શેહેરાંએ હસીને પૂછ્યું, "બપાવાજી, વળી કાંઇ મારા ડ્રેસમાં ખામી છે શું ?"

"હા, મોટી ખામી ! તું જાણુતી નથી કે જવાન છોકરીઓ કાળી સાડી પેહેરે છે તે મને ગમતું નથી ?"

"બપાવાજી, હું બદલતાં ભૂલી ગઇ," શેહેરાએ જવાબ દીધો.

"મને ગમે કે નહી, તેની તને કશી દરકાર નથી, પણ હવે હું તને તાકીદ કરૂં છું કે કાળી સાડી પહેરીને મારી સામે કદી આવીશ નહી! કાળી સાડી મરણની વેળા પહેરી હોય, તો સમજ્યા"

"બપાવાજી, હવે તમારો હુકમ ભૂલીશ નહી."

"બુઢાંઓને કાળો રંગ શોભે છે. જ્યારે મારા જેવા સફેદ બાલ તારા થાય, ત્યારે કાળી સાડી તને શોભશે. હાલની તારી ઉમરે તને સફેદ, ખુલ્લુ, જાંબુરો રંગ વધારે શોભે છે. તારા ધાટધટમને બલુ અને જાંબુરો રંગ ઘણો માફક આવે છે, સમજી? વારતે મને ગમતા રંગના કપડાં તારે પહેરવાં."

"વારૂજી, બપાવાજી તમે કહોછ તેમજ કરીશ."

"ચાલ, જા, આએ તારો કાળો અવતાર બદલીને આવ, પછીજ ન્યુસપેપર વાંચવા દઇશ."

"બપાવાજી, આજે કયા રંગની સાડી પહેરૂં?

"દીકરા, સફેદ સાડી પહેર. જા બેટી આ તારો એબ લગામણો દેખાવ જલદી બદલીને આવ."

શેહેરાં બપાવાની મરજીને શરણ થઇને ડ્રેસ બદલવા ગઇ. જાણી જોઇને તેણીએ કાળી સાડીમાં બપાવા આગળ દેખાવ દીધો હતો, અને તેમાં તેણીની એક મતલબ સમાયલી હતી, પણ બપાવાનો સ્વભાવ ઠીક નહી લાગ્યો, તેથી પોતાની મતલબની વાત કરવાનો તેણીએ જે ઇરાદો રાખ્યો હતો તે વિષે હાલ તુરત તેણી અખાડા કરી ગઇ હતી.

ડ્રેસ બદલીને શેહેરાં માકાશાહ આગળ પાછી આવી ત્યારે બપાવા ખુશી થયા અને બોલ્યા, "જો દીકરી! હવે તું કેવી મજાની શોભે છે!"

"બપાવાજી, સફેદ સાડી બુઢાં બૈરાંઓને પણ મજાની લાગે છે! નહીં વારૂં?"

"હા, દીકરા, તું બુઢી થાય, ત્યારે પણ તને સફેદ સાડી શોભશે, અને તારાં છોકરાં તેમજ તારાં છોકરાંનાં છોકરાંની આંખને પણ ગમશે."

માકાશાહની વાત કરવાની આ વળાણ ઉપરથી શેહેરાં પામી ગઇ કે વળી બપાવાજી મારાં લગનની વાત છેડશે. આ વાતથી શેહેરાંને તે ઘડી ઘડી કંટાળો આપતો હતો. વળી આ ડ્રેસની વાત ઉપરથી તે ગોળગોળ ફરીને લગનની બાબદ ઉપર આવશે એમ તેણીની ખાતરી હતી. વળી માકાશાહને ઉડાવનારા જવાબ અપાય તેમ હતું નહીં. તે હઠીલો હતો, અને બુઢાંઓની ખાસીઅત પ્રમાણે પોતાનીજ વાતને અને પોતાનીજ મમતને વળગી રહેનાર હતો. તે છતાં તેણીએ બપાવાનું ધ્યાન બીજી બાબદમાં ઘાલવાની કોશેશ કરી અને બોલી, "બપાવાજી, હું તમને કહેતાં વીસરી ગઇ કે મેં કાળી સાડી પહેરી હતી તે પાસેનાં સરકારીનાં ભીખાઇજી તે દહાડે ગુજરી ગયાં, તેવણુની છોકરી આગલ જરા મળવા ગઇ હતી, અને એવી વખતે ધારા મુજબ કાળી સાડી પહેરવી પડી હતી. બિચારી તેવણુની દીકરી મેહેરાંને માટે મને બહુ બળાપો થાય છે! અને તેના વિચારમાં તમારી આગળ આવવા અગાઉ કાળી સાડી બદલતાં ભૂલી ગઇ હતી."

"અંહ હવે હું સમજયો! પણ તારા જેવી એક જવાન છોકરીને મોહોત અને માહેતમની બાબદમાં સામેલ થવાની જરૂર શી છે? તારા જેવી જવાનને એવી મુલાકાત આપવાથી અલગ રહેવું સારૂં. ઘણાં અસલના વખતમાં જવાન છોકરીઓને મુવેલાંઓની લાસ આગળ બેસવા પણ દેતાં હતાં નહી."

"પણ બપાવાજી મારી 'સહી મેહેરાંનુ' મને બહુ લાગેછ! એ બિચારી હવે તદન નિરાધાર થઇ ગઇ છે!"

"હશે, પણ તેનો પેલો ભાઇ કાંઇ સારો નહીં નિકળ્યો?" માકાશાહે ટીકા કરીને કહ્યું.

"હા, પણ બપાવાજી, તે અહીં કયાં છે! અને તેને પોતાની માયનાં મરણુની ખબર પણ નહીં હશે!"

આથી માકાશાહ ખડખડ હસવા લાગ્યા. માકાશાહ ચાંદરાત ચાંદરાતે હસતા હતા, અને જ્યારે હસે ત્યારે એમ સમજવું કે કોઇ સામાં ધણીની ઠેકડી કરે છે. આ વખતે તેનાં અસાધારણ હસવાથી મેહેરાંના પેટમાં ગભરાટ છૂટયો, અને મનમાં બબડી, "વળી, બપાવાજી એમ હસેછ તેની કાંઇ મતલબ હશે !"

ખુબ હસી હસીને પછી માકાશાહ બોલ્યો, "ખરી વાત તો આ છે કે તે જેલમાં હશે, અને તેને ત્યાં ખબર કોણ કરે !"

શેહેરાં આ ટીકાથી ડગ થઇને ચુપ બેઠી. માકાશાહ બધી વાત જાણે છે એ ખ્યાલથીજ તેણીના દિલમાં દહેશત પેદા થઈ હતી. ગામમાં શું શું થાય છે તેની માકાશાહને દરકાર નહીં હતી, પણ જો એક બાબદની પછવાડે લાગ્યો તો તે વાતના પડેપડ અને ભીંગડે ભીંગડા ઉખેડયા વિના તે જંપીને બેસતો હતો નહીં.

"ત્યારે, બપાવાજી, તમે બધું જાણો છો?" શેહેરાંએ આસ્તે રહીને પૂછ્યું.

"હું જાણુંછ ? અરે, આખું સુરત શેહેર જાણેછ ! પોલીસ જાણેછ, રૈયત જાણેછ, હું જાણુંછ, તું જાણેછ !"

"નહી, બપાવાજી, તેને પકડી ગયા તે હું જાણુતી નથી."

"પકડાયો કે નહી તે ચોક્કસ હું જાણુતો નથી, પણ પોલીસ તેને પકડયા વિના રહેશે નહી, પણ શેહેરાં, તું એ પોરીઆને માટે એટલી બધી કાળજી શા માટે ધરાવેછ? અંહ ! મને કહી દે," માકાશાહે એવી ઢબથી ટીકા કરીને પૂછ્યું કે શેહેરાંનાં રૂવેરૂવાં ઉભાં થયાં.

"બપાવાજી, હું કાળજી ધરાવું તે ખુદરતી છે. તેની બેન મારી સહી થાય છે, અને તે પણ અમારી સાથે નાનપણથી રમીને મોટો થયો. એક ઓળખીતા તરફ દિલસોજી, એક પાડોસી તરફની ફરજ બજાવતાં કાળજી જેવું સામાં ધણીને જણાય, તો તેમાં ખોટું શું છે ?" શેહેરાંએ સાફસાફ જવાબ દીધો.

"એટલુંજ હોય તો સાધારણ કહેવાય, પણ શેહેરાં, જે મૂર્ખાઇ ભરેલું પગલું તે દાહાડે તેં ભર્યું હતું, તે મને નહી ગમ્યું, તે કાંઇ સાધારણ નહીં હતું. સમજી? આપણી પછવાડેની બંગલીમાં તેં તેને એક રાત છુપાવ્યો, અને ખાવા પીવાનું પુરૂં પાડયું, તેમાં તેં મૂર્ખાઇ કીધી હતી, અંહ! લોકો તારા અને તેના વચ્ચે શો સંબંધ ધારે?"

"બપાવા તમે બધું જાણોછ ત્યારે આટલું પણ જાણતા હશો કે તેની સાથે તેની બેન મેહેરાં પણ હતી, અને એમ જાણ્યા પછી લોક બીજું શું ધારે? લોકોને ગમે તે ધારે. મેં મારી ફરજ બજાવી તે ઉપરાંત બીજો કશો સંબંધ હું ધરાવતી નથી."

": પહેલાં તો મેં તારાં પગલાંને મૂર્ખાઇ ભરેલું કહયું, પણ હવે તો આગળ વધીને કહું છું કે તારૂં પગલું ગુનાહ ભરેલું કહેવાય. તું જાણતી હતી કે તેને પકડવાનું વારંટ નિકળ્યું છે, અને તેણે ચોરી કીધી છે. તે છતાં એક ચોરને તારા ઘરમાં છુપાવ્યો અને સરકારનો કાયદો તોડયો, એ માટે તું અપરાધિ કહેવાય કે નહીં? વારૂં, બીજું તને પુછુંછું તે કહે. હું શું મરી ગયલો હતો, કે જાણે, તું ઘરની ધણીઆણી હોય, તેમ મને પૂછયા વિના, તેને તેં એક રાત છુપાવી રાખ્યો? કોની રજાથી? તું શું એમ ધારેછ કે મારૂં જે છે તે બધું તારૂં છે? તું શું એમ ધારેછ કે મારા મરણ પછી આ બધું તને વારસામાં મળશે? શું એવી આશામાં તું જીવે છે કે? જો તેમ હોય તો આજે કહું છું તે સાંભળ કે આ બધું તને આપી જવાનો ઇરાદો હું રાખતો નથી"

" પણ બપાવાજી, એવો વિચાર મને કોઇ દિવસે આવ્યોજ નથી; હું તો એમ સમજું છું કે જો કોઇ આપણો આશ્રય શોધતું આવ્યું, ને આપણે તેને આશ્રય આપ્યો, તેમાં કશું ખોટું નથી. તેમાં કશો ગુનાહ નથી. બપાવાજી, કોઇ રડતું કકળતું મદદ માગે, તેને તમે હાંકી કહાડો કે?"

" મારી વાત જુદી છે, ને તારી વાત જુદી છે. તું એક છોકરી. તું એક જવાન છોકરી, અને હું માટીડો અને વળી બુઢો માટીડો. મારા અને તારામાં કેટલો ફરક !! તારે સાફ ના પાડીને કહેવું હતું કે હું કાંઇ કરી શકતી નથી; વળી તું કહેછ કે તેની બેન પણ સાથે હતી, ત્યારે તો મને તે છોકરીના લક્ષણ પણ સારાં લાગતાં નથી. જો, સાંભળ, હવે પછી, વખ્તે પોલીસ તને કાંઇ પૂછે, તો સાફ સાફ જે હોય તે ખરૂ ખરૂં કહી દેજે, કાંઇ છુપાવતી ના."

"બપાવાજી, સારે ભાગ્યે તે કયાં ગયો છે તે હું જાણુતીજ નથી."

" કાંઇ જાણુતીજ નથી ! વળી અંજાણી અમ્મા થઇ !" બપાવાજીએ ટકોરામાં કહ્યું.

"નથી જાણુતી, તે પાછલી રાત્રે કોણ જાણે કયાં વટાણા વાવી ગયો. તેની બેને અને મેં તો છેક સહવારે જાણ્યું કે તે જતો રહ્યો છે. બધું તો રહ્યું, પણ જે ધણીએ મારી બધી હીલચાલની વાત તમને કહી, તે ધણીને પુછોની કે સોહલ કયાં જતો રહ્યો ? બપાવાજી નોકર આદમીને તમે ઘણું ઉત્તેજન આપોછ એ સારૂં નહી !"

મહેરાંની વાત સાંભળીને માકાશાહ સેહેજ બેચેનીથી ખુરસીમાં હાલવા લાગ્યા, ને પછી આંખ ચુંચી કરીને બોલ્યા, "નહી, શેહેરાં, હું ઉતેજન આપતો નથી, પણ જો કોઇએ કાંઇ નવી વાત જાણી હોય, અને તે આવીને મારી આગલ કહે, તો તે મારે સાંભળવી એ મારી ફરજ છે, અને જો કોઇ નોકર મને આવીને કહે તેમાં હું ધારૂં છું કે તેણે ફરજ બજાવેલી કહેવાય. ચાલ, હવે એ વાત પડતી મુક, પણ યાદ રાખજે કે ભવિષ્યમાં કોઇ પણ લુચ્ચાઓને કે ચોરોને મદદ કરવાને આપણે બંધાયલાં નથી."

"વારૂં, બપાવાજી, હું તમારૂં કહેલું યાદ રાખીશ. હાલની વાતમાં મેહેરાં અને સોહલ કોઇ પારકાં નથી, પણ મારી બચગીનાં દોસ્ત અને આપણા પાડોસી થાય છે, અને તેથી તેમને મદદ કરવાને હું તેમજ તમે બન્ને બંધાયલાં છીએ."

"તું તારી બધી ફરજ સમજે છે, ત્યારે તારી આ પણ ફરજ છે કે હવે તારે સંસારમાં પડવાનો વિચાર કરવો ઘટે છે," વળી માકાશાહે ગોળ ગોળ ફરીને શેહેરાના લગનની વાત છેડી.

આથી મેહેરા વળી ચીકકી પડી, અને વળી બપાવાનાં છટકામાંથી કેમ છૂટવું, તેનો તોડ શોધતી બેઠી. તેણી હજાર વખત બપાવાજીને ના કહી ચુકી હતી, અને તેજ જવાબ એકવાર ફરીથી આપવો પડશે એમ ઠરાવ કરીને વાત આગલ ચલાવી.

"બપાવાજી, હું પરણુવા ના કહેતી નથી, અને મોડે વહેલે પરણ્યા વગર છૂટક નથી, પણ જ્યાં સુધી મને મનગમતો વર મળે નહી, ત્યાં સુધી હુ કોઇ સાથે પરણીશ નહી. ઉતાવળ શી છે ? જેની તેની સાથે ઉતાવળમાં ગોઠવાઇ જાઉં ? ને પાછલથી પસ્તાઉં ? નહીં, બપાવાજી, જેની તરફ મારો પ્યાર દોડશે તેને હું મારૂં દિલ આપીશ ?"

"પ્યાર ! પ્યાર ! પ્યાર શું ચીજ છે ? દરેક છોકરીને જે પહેલો છોકરો આગલ આવ્યો તેની ઉપર પ્યાર દોડે છે. હજી કોઇ જવાન છોકરાએ તારી આગલ પ્યારની વાત છેડી નથી, તેથી તને કોઇ ઉપર પ્યાર દોડયો નથી, પણ ઠીક છે, જોઇશું."

એમ કહીને માકાશાહ ઉંડા વિચારમાં પડયા. અને ઘણા દિલગીર થઇને બળાપો કરવા લાગ્યા, જે જોઇ શેહેરાંને દુઃખ થતું હતું, પણ બપાવા વર શોધી કહાડે તે કબુલ રાખવા તેણી કોઇબી રવેસે તૈયાર હતી નહીં.

શેહેરાં કેટલોક વખત થયો એક બાઅદસર બપાવાની રજા લેવા તલપી રહી હતી, તે માટે તેણીને તક મળતી હતી નહીં, અને તેથી તેણીએ આ વખતે બપાવાને પૂછી લીધું, "બપાવાજી સરકારીની મેહેરાં હવે બિચારી ઘરમાં એકલી પડી છે, અને રાતે એકલી સુતાં બિહે છે, વાસ્તે તે છોકરી રાતે આપણા ઘરમાં આવીને સુવે તો તેમાં અડચણ શી છે ?"

"અડચણુ ! અડચણુ પેહેલી ! પોલીસ એના ભાઇની શોધમાં છે, તેથી પોલીસના છુપ્યાં માણુસો એ છોકરાની બેનની દરેક હીલચાલ છુપી રીતે તપાસના હશે. એની બેન આપણુા ઘરમાં દરરોજ રાતે આવે અને સહવારે પાછી જાય, તેની પોલીસને ખબર પડયા વિના રહે નહીં, અને તે ઉપરથી પોલીસને અમસ્થો વેહેમ પડયા વગર રહે નહી, કે એ છોકરાને સંતાડવામાં આપણો હાથ હશે; પણુ મેહેરાં, એ મેહેરાંનો ભાઇ ચોર છે તે જાણ્યા છતાં તું તેની તરફ આટલી બધી દયા દેખાડે છે, તેથી સાચું બોલ, કાંઇ તારો ખાટો મીઠો વિચાર એ છોકરા ઉપર દોડેછ શું ?"

"બપાવાજી, તમે કેવા આડા વિચાર કરોછ ! કોઈની તરફ દયા દિલસોજી બતાવવી એમાં પ્યારની વાત કયાંથી આવી ? વળી તે તો પરણેલો છે," શેહેરાએ બપાવાના દિલમાંનો વેહેમ ભાંગવાની ખાસ મતલબથી આ ખુલાસો કર્યો. આ ખુલાસાથી બપાવા પાસે તકરાર આગલ ચલાવવા જેવી 'પોઇન્ટ' રહી નહીં, અને તેથી આજને કાલ લગનની વાત બંધ પડી.



## પ્રકરણુ ૬.

## દુન્યાની ઘંટીમાં પડવું.

દુનિયા જાણે કે હું અમન ચમનમાં છું,
દિલજ જાણે છે અફસોસ મનમાં શું ?

શહેરાંને પહેરવા ઓઢવાનું ખાવાપીવાનું અને બીજી બધી પ્રકારનું સુખ હતું, તે છતાં પોતાના બપાવાના મગજના ફાંટાથી તેણી મનમાં બહુ મુંઝાતી હતી. તેણી મોટાંઓ તરફ તાબેદારી બતાવતાં શીખી હતી, અને તેથીજ બપાવાના ફાંટા જેમ સાચવી લેવાય તેમ સાચવતી હતી. પોતાનો સ્વભાવ પોતાના કાબુમાં રાખવા તેણી શીખી હતી, અને તેથીજ

પોતાનો સ્વભાવ તેણી કવચિત ખોહતી હતી. જેનો ઉપાય નહિ તે લઇ ચલાવવા વગર બીજો છુટક શો? એમ સમજતી હોવાથી તેણી બપાવાને બને તેટલા રાજી રાખતી હતી.

સોહલને તેણીએ મદદ કરી હતી, તે બપાવાએ કેમ જાણ્યું તે વિચારથી દિલમાં ઘણી હેરાન હતી. આ બધું કારસ્થાન ઘરના બાવરચી ભીખાનું હતું. તેની ચાલચલણ શેહેરાંને બિલકુલ ગમતી હતી નહિ. તે બડો ઉઠાઉગીર હતો અને લફંગો હતો. માકાશાહનો માનીતો થવાને તેણે ઘણીવાર શેહેરાંની ચુગલી ખાધી હતી. માકાશાહ બહુ ઠાવકા હતા. ભીખો જે કહે તે બધું ગળે ઉતારી દેતા હતા નહિ, તે છતાં ભીખો માકાશાહને છાપરે ચઢાવવાની જે વાતો કરતો હતો તે આ બુઢા મનીખને બહુ ગમતી હતી. બુઢાંઓને તારિફ બહુ ભાવે છે તે દુનિયાં જાણે છે, આથી ભીખા તરફ બુઢાને બહુ ચાહ હતો.

વળી માકાશાહે ઘણી દિવાળી જોઇ હતી. કોઇ કોઇવાર એ બુઢો મતલબનો ચશ્મો આંખે ચઢાવીને નહીં દેખાવાના ઢોંગ કરતો હતો. પોતાની મતલબ પાર પાડવાને કાજે તે દોઢીઆં પાપડી માફક ખરચવા અચકાતો હતો નહી, આ વાત તો તે દૃઢપણે માનતો હતો કે જ્યાં હાથેલીમાં દોઢીઆં ત્યાં કામ પાર. આ ધોરણે તેણે પોતાની દરેક કારકીર્દીમાં ફતેહ મેળવી હતી, પણ તેને એક ઇચ્છા હતી તે પૈસા છતાં પાર પાડી શકતો હતો નહિ, અને તે આ કે શેહેરાંને તે પૈસાની અને દોલતની લાલચે વશ કરી શકયો ન હતો. વારસામાંથી બાતલ કરવાની ધમકી પણ શેહેરાં ઉપર કાંઇ અસર કરી શકી હતી નહી.

મેહેરાંના બાબમાં બપાવાના મનાઇ ભરેલા હુકમથી શેહેરાં ઘણી દિલગીર થઇ હતી. મેહેરાંની માતાના દુઃખભર્યાં મરણથી શેહેરાંને મેહેરાં તરફ અસલ કરતાં હાલ ઘણીજ માયા દોડતી હતી, અને તેણીની દોસ્તી વધારવાને તેણી અંતઃકરણ પૂર્વક કોશેશ કરી રહી હતી.

શેહેરાં કોઇની સાથે દોસ્તી રાખે તે માટે માકાશાહ નાખુશ હતા; એટલુંજ નહીં પણ જો શેહેરાંને કોઇ છોકરીની સાથે પણ ઘણો

સંબંધ હોય તો બેની વચ્ચે દુશ્મનાઇ કરાવવા તે તૈયાર થતો હતો. ટુંકમાં કોઇપણ સગાવહાલાં કે પાડ પડોસી સાથે શહેરાં સારૂં રાખે તે તેને પસંદ હતું નહીં. આ એક જાતનો જુલમ છે એમ શહેરાં સમજતી હતી, તે છતાં બુઢા બપાવાને ખાતર તેથી આવો જુલમ મુંગે મોંહે ખમતી હતી, અને પોતાની ફરજમાં પછાત પડવા નાખુશ હતી. બાહેરનાં લોક તેણીને ઘણી નસિબવંત સમજતાં હતાં, અને બુઢા બપાવાનો જુલમ તેણી ખમતી હતી તેથી તે લોક અજ્ઞાન હતાં. બીજા બોલોમાં જણાવીએ તો શેહેરાં એકલી અટુલી હતી. તેણીનું કોઇ સગું વહાલું કે કોઇ સહી મિત્રણ હતી નહીં.

આટલું છતાં, બપાવા બપોરે જ્યારે ઉંઘી જાય ત્યારે તેહ્મી ભરાઇ સંતાઇને મેહેરાંને મળતી હતી. એક દહાડો તેણી એ પ્રમાણે મેહેરાં આગલ ગઇ, ત્યારે મેહેરાંને ગાંસડા પોટલાં બાંધતાં દીઠી. પૂછતાં તેણીએ જવાબ દીધો, "હું અહીં એકલી રહીને શું કરૂં? મુંબઇ જાઉંછ, ત્યાં કાંઇ મહેનત કરીને ગુજરાન કરીશ."

"મુંબઇમાં તારાં કોઇ સગાં વહાલાં છે કે!" શેહેરાંએ પૂછ્યું.

"હશે, પણ હું કોઇને ઓળખતી નથી.સોહલ બોલાવેછ તેથી જાઉંછ," એમ કહીને તેહ્મીએ શેહેરાંને રડીને કોટી કરી.

"ત્યાં હમેશ રહેશે કે પાછી સુરત આવશે?" શેહેરાંએ પૂછ્યું.

"હું તો અહીં બધું વેચી સાટીને જાઉંછ। શેહેરાં બાનુ, મને ફક્ત મારા ભાઇ તરફની ફરજને માટે જવું પડેછ। તેની બૈરી એટલી સોજ, સલુક અને સુધબુધ વગરની છે, કે મને તેણીની સાથે પાટલો કેમ ફાવશે તેની મને ફીકર લાગેછે. સોહલ મજગામમાં કોઇ ઘરમાં એક ખોલી ભાડે રાખીને રહયોછ, અને લખેછ કે ચાકરી ધંધો કાંઇ નથી, ને ભૂખમરો અને હાડમારી વેઠવી પડેછ। વાસ્તે મારી પાસે જે કાંઇ થોડું ઘણું છે તે લઇ જઇને ત્યાં રહીને ખરચું, બીજું શું કરૂં? બિચારૂં એક બચ્ચું છે તેને દુધ પાણી માટે કાંઈ થોડા દોઢીઆં તો જોઇએ?"

"પણ મેહેરાં, તું અહીંથી મુંબઇ જશે, ને સીધી તારા ભાઇના ઘરે જશે તો તે વખતે તારો ભાઇ પકડાઇ જશે. તારા આ ઘર આગલ ડિટેકટિવ ફરતા રહેછે, ને ને તારી હિલચાલ તપાસતાં પોલીસ તારા ભાઇનો પત્તો મેળવી શકશે. મારૂં માને તો તારે હમણા જવું નહી જોઇએ."

"અહીં રહીને કરૂં પણ શું? શેહેરાં, અહીં રહીને ગુજરાન કયાથી કરૂં? મુંબઇ જાઉં તો કાંઇ નોકરી કરીશ, પણ હવે તારી વાત સાંભળ્યા પછી હું જઇને ઘરમશાળામાં ઉતરીશ, ભાઇને ઘેર નહીં જાઉં"

"હું મારાં એક સગાં ઉપર ભલામણપત્ર આપું તે લઇને તેમને મળશે? તેવણ તને થોડા દહાડા પોતાનાં ઘરમાં રાખશે ;પણ ખરાં, પણ તારા ભાઇની વાત ત્યાં કરતી ના."

"ઠીક છે, હું તે બધું સમજુંછ."

શેહેરાંએ મેહેરાંને એક ચીઠી લખી આપી, તેમજ પોતે પોતાનાં સગાં ઉપર જુદો કાગળ ટપાલમાં મોકલીને મેહેરાંની સંભાળ લેવા લખ્યું.

મેહેરાંએ સઘળું વેચી સાટીને નાણાં એકઠાં કરયાં; પોતાની પાસેના તેમજ સામાનના ઉપજેલાં નાણાં બધાં મળીને ત્રણસો રૂપીઆ થયા હતા.

મેહેરાં શેહેરાંથી છૂટી પડતાં રડી, અને બોલી, "શેહેરાં, તેં મને ઘણી ઘણી મદદ કરી છે! કોણ જાણે હવે આપણે કયારે મળીશું! મળીશું કે નહીં એ વાત કોણ જાણેછ!"

"મળીશું, મળીશું! ને તે પણ ઘણી સારી રીતે મળીશું. ફિકર નહી કર, મેહેરાં! માણસ ધારે છે એક ને ખુદાની મરજી થાય છે બીજી. એટલું યાદ રાખજે કે મહેનતુ અને પ્રમાણિક માણસ પોતાના એકલા જીવનું ગુજરાન દુન્યાનાં કોઇપણ ભાગમાં કરી શકે છે."

આ બન્ને સહીઓ એકબીજીથી છૂટી પડતી વેળા ધસાધસ રડી પડી હતી. તેમને અરસપરસ માયા લાગેલી હતી અને મેહેરાં આવા સંજોગમાં છૂટી પડી તેથી શેહેરાંનાં મનમાં એ બાબદથી વધારે દુઃખ લાગતું હતું.

મેહેરાંને સ્ટેશન ઉપર વળાવવા જવા શેહેરાં જઇ શકી નહી, કારણ કે બુઢા બપાવા માકાશાહના ફાંટાભરેલા જુલમાતથી વાંચનાર સારી રવેસે વાકેફ છે. શેહેરાંને સ્ટેશન ઉપર મુકવા જનાર ફક્ત એકજ બાઇ હતી, અને તે પેલા દોરાબજી હવાલદારની ધણીઆણી હતી. સ્ટેશન ઉપર મેહેરાંએ તેણીની આગલ શેહેરાંના ઉમદા ગુણોની બહુ તારિફ કરી હતી. અને બોલી હતી, "શેહેરાં હાલ લોકોને આટલી બધી મદદ કરે છે, ત્યારે બપાવાનો પૈસો મળશે, ત્યારે કોણ જાણે કેટલી બધી સખાવત કરશે તે કહી શકાતું નથી."

"પણ મેહેરાં, બેટા પેટમાં ને ઘઉં ખેતમાં, તેવી તારી વાત છે. મેં તો બાહેરથી પાકે પાયે સાંભળ્યું છે કે એ બુઢ્ઢો એ છોકરીને બધું આપી જશે નહીં. બુઢ્ઢાનો કોઇ બીજો અતલગનો સગો છે તેને વાડી વજીફા વગેરે બધું મળશે. કહે છે કે તે સગો કોણ જાણે કયાં રખડે છે, તેનો પત્તો બુઢ્ઢાને મળતો નથી," દોરાબજી હવાલદારની બાઇડીએ મેહેરાંને સાંભળેલા ગામ ગપાટામાંનો એક ગપાટો કહી સંભળાવ્યો હતો.

---

## પ્રકરણ ૭ મું.

### ધાખરાનો ધખારો.

ડોકરો મરશે, ને પૈસો મળશે,
એમ સમજી આરામ તું કરે છે,
ભવિષ્યના ભરોસે ભૂખે મરશે,
કોણ જાણે તે રામ શું કરે છે.

મુંબઇ જઇ મેહેરાંએ શેહેરાં ઉપર સુરત કાગળ લખ્યો કે હું ઉતરીને તમારાં સગાંને ત્યાં ગઇ, અને ત્યાં થોડા દહાડા રહી, અને તે

કેમકે મને એક એરડો શોધી ભાડે અપાવ્યો છે, ત્યાં હાલ હું એકલી રહું છું, પણ હું તમારી સગાને ત્યાં દરરોજ જાઉં છું, તેથી કાગળ લખે તો ત્યાંજ લખજે."

શેઠે મેહેરાં ઉપર એક બે કાગળ ઉતાવળેથી લખ્યાં હતાં, પણ હાલ તેણીના વિચાર કરવા માટે શેહેરાં પાસે વખત હતો નહીં, કારણકે માકાશાહ મંદગીનો ધુમારો કરી રહ્યા હતા. વર્ષો થયાં તેમનો એક પગ આ દુન્યામાં અને બીજો પગ પેલી દુન્યામાં હતો, અને ખડિયા ખડખડ જેવા થઇ ગયલા હતા. તેમનાં લાંબા વખતનાં દુઃખે હાલ નવું પણ મજબુત રૂપ લીધું હતું. મુંબઇના નામાંકિત ડાકટરોના મત પ્રમાણે માકાશાહના દહાડા ગણાઇ ચુકયા હતા

" કાંઇ તમારૂં કામકાજ હોય, જે કહેવું કરવું હોય તે કહી કરી રાખો તો બહુ સારૂં," માકાશાહના ઘરના ડાકટરે ઇસારો કરી માકાશાહના કાન ખોલ્યા હતા.

"તમારી મતલબ હું સમજી ગયો! બીજા બોલોમાં તમે ખુલ્લું કહો કે હવે આ વખતે હું દુઃખને લાત મારીને પાછો ઉઠું એમ નથી!" માકાશાહે પોતાની બુઢ્ઢાપાની ચંચળાઇ આ વખતે પણ દેખાડીને ડાકટરને કહ્યું

આ સાંભળી ઘરનો ડાકટર તેમની તરફ ટીકવા લાગ્યો. બુઢ્ઢાને કેમ સમજાવવો તેની તેને આવડ હતી નહી, અને તેથી તેણે એ વાત આગલ લંબાવવાના અખાડા કર્યા, પણ બુઢ્ઢાં માણસ એવા અખાડાથી મુગાં બેસે એમ કદી સમજવું નહીં. માકાશાહ વળી ડાકટર તરફ જોઇને પૂછવા લાગ્યા, "કેમ, ડાક્ટર મુગા કેમ થઇ ગયા? હું સારી પેઠે સમજું છું કે એંસી વરસના એક દરદીને, જેનું હૃદય નબળું પડેલું હોય છે, તેને તમારી સલાહ ઘણી વાજબી છે, પણ ડાકટર સાહેબ, આજ વીસ વર્ષ થયાં, જ્યારે પણ હું બિમાર પડું છું, ત્યારે મને ડાકટરો એજ પ્રમાણે સલાહ આપે છે."

"એવી સલાહ માન્ય કરવામાં તમને નુકશાન શું છે !" ઘરના ડાકટરે જવાબ દીધો. આટલું કહીને તે ત્યાંથી ખસી જવ આતુર હતો, પણ બુઢ્ઢા માકાશાહે તેને જતાં અટકાવ્યો અને બોલ્યો, "મેં હજી સુધી એ સલાહ ઉપર અમલ કર્યો નથી, એટલે બીજા બોલોમાં કહું તો મેં મારૂં વસીઅતનામું હજી કર્યું નથી."

"જુઓ, શેઠ, હજી ચોક્કસ કાંઇ કહેવાય નહીં. જો તમે બરાબર ચાંપતી દવા લેઓ, ને ખોરાક જેરવી શકો, તો હજી થોડા દહાડા તમારી જીંદગી લંબાવી શકાય, પણ આપણુને કોઇ એક દહાડો અહીંથી ઉઠાંગરી કરવી પડશેજ, વાસ્તે તમે તમારૂં વસીઅતનામું જેમ જલદી કરી રાખો તેમ સારૂં"

માકાશાહે હસીને ડાકટરને જવાબ દીધો, "ડાક્ટર સાહેબ, અત્યાર સુધી ડાકટરો મને કહેતા હતા તે હું હસી કહાડતો હતો, પણ મને હમણા લાગે છે કે હવે મારો વખત ભરાઇ ચુકયો છે, વાસ્તે હવે મારી છેલ્લી ફરજ અદા કરવા પાછળ હું ધ્યાન પુગાડીશ, એ તમારે નક્કી માનવું."

ડાકટર જતાં જતાં મનમાં બડબડયો, "બુઢ્ઢાની વિચિત્ર ચાલચલણુ હજી ગઇ નથી. એણે દુન્યા બરાબર દીઠેલી છે. પણ રખેને પોતાના આવા ફાંટામાં વસીઅતનામું પણ વિચિત્ર ઢબે કરી જાય ! હકદાર વારસ તો શહેરાંબાનુ છે, પણ કોણુ જાણે વખતે માકાશાહનું માનીતું કોઇ સગું નિકળી આવે પણ ખરૂં !"

ડાકટરના ગયા પછી થોડીવાર માકાશાહ બિછાનામાં ચુપચુપ વિચાર કરતા પડી રહયા, પછી નર્સ, જેને તેની માવજતને ખાતર છેક મુંબઇથી બોલાવેલી હતી, તેણીને તેડીને કહયું, "શહેરાબાનુને સેતરંજનું પાટીઉં અને મોહોરાં લઇને રમવા બોલાવો, અને તમે જરા બાહેરનેઇ.બો સેજ"

નર્સ બાહેર જઇ બેઠી. શેહેરાંએ પાટીઆં ઉપર મોહોરાં ગોઠવ્યાં. ને પછી બોલી, "બપાવાજી, લેઓ તમે પહેલાં ચાલો."

માકાશાહ હસ્યો અને મોહોરાં ભેળી નાખીને પાટીઉં હડસેલીને પાડી નાંખ્યુ, અને તેથી કેટલાંક મોહરાં ભાગી ગયાં. શેહેરાં બપાવા તરફ દંગ થઇને ટગર ટગર જોવા લાગી, અને પૂછ્યું, "પાછાં લઇ જાઉં ?"

"શેહેરાં, તેં શું ખરૂં માન્યું કે મરણને કાંઠે આવી પુગ્યો છું, તે છતાં મેં તને સેતરંજ રમવાને બોલાવી ? એ બાહાને તારી સાથે કાંઇ ખાનગી વાત કરવા મેં તને બોલાવી, કારણ કે નર્સ આપણી વાત સાંભળે નહીં."

શેહેરાં નેકનામ બપાવાની રીતભાત જાણી ચુકી હતી, તેથી મુંગી ઉભી રહી.

"જો, શેહેરાં, હવે મારો વખત ભરાઇ ચુકયો છે. હવે જે વખત જાય છે, તેમાં મારો અંત આવશે. ડાકટર કહેછ ને મને ખરૂં લાગેછ કે મારૂં હૃદય ધિમેધિમે બેસતું જાય છે."

"બપાવાજી, એમ ના બોલો, ખુદા કરે ને ડાકટરો ખોટા પડે!" એમ કહીને તેણી બપાવાનો હાથ પોતાના હાથમા દાબીને ઉભી.

માકાશાહ શેહેરાં તરફ જાણે શકની નજરે જોતો હોય તેવો દેખાવ કરીને જોવા લાગ્યો. અને પૂછ્યું, "આ તું બોલેછ તે ખરૂં કે? શું તું નથી ઇચ્છતી કે બુઢો મરે તો માંચડો ખાંલી થાય, ને ચામડાના બપાવા જાય તો સોનાના બપાવા આવે ? તું શું એમ નથી ધારતી કે હવે એ બુઢો જીવીને શું કાહાની ન્યાત જમાડવાનો છે ? એવા વિચાર તને નથી આવતા, વારૂં ? "

" કદી નહીં ! બપાવાજી, કોઇ દહાડે નહીં ! તમે હજી મારા માથા ઉપર થોડા વરસ બીજાં જીવો એવું હું અંત;કરણથી ઇચ્છું છું."

" ત્યારે તું શું એમ કહેવા માંગે છે કે બપાવા મરી જશે તો તને ઘણું રડવું આવશે ?"

" વળી તેમાં શું શક ! બપાવાજી, હું તો તમને હમેશાં ચાહતી આવી છું પણ એમ ઘડી ઘડી મારે મોંઢેથી બોલાવો તેમાં શો ફાયદો ! મુંગે મોઢે બપાવાજીની ચાકરી કરીએ તો તેમાં બપાવા તરફનો ચાહ સમાઇ જાય છે, " શેહેરાંએ જવાબ દીધો.

બપાવાએ શેહેરાંનો હાથ પોતાના ચીમરાયલા હાથીદાંત જેવા સફેદ હાથમાં દાબીને કહ્યું, " જોઉ, દીકરા, ત્યારે તો તું બપાવાને છેલ્લી ઘડીએ દિલગીર નહી કરશે ! "

" બોલો, બપાવાજી, તમને કંઇ ખાવા ગમે છે ? "

" નહી, ખાવા પીવાની અહીં વાત છેજ નહીં. અહીઆં તારી મરજી ને ખુશીની વાત છે. હું કહું તે તું કબુલ કરશે ? "

" બપાવાજી, મારાથી જે કાંઇ બની શકતું હશે તે હું ખુશીથી કરીશ ! "

" જો, વાતમાં કાંઇ દમ નથી ! ફકત મને તારો વચન આપ, બસ, બીજું કાંઇ જોઇતું નથી."

" પણ વચન શેનો આપું ? જાણ્યા વગર વચન કેમ આપું ? પહેલાં મને કાંઇ કહેશો ? તે સાંભળીને હું વચન આપું, કે નહીં ? "

માકાશાહે શેહેરાંનો હાથ ગુસ્સે થઇને છોડી દીધો, અને બોલ્યો, "જોયું ? વળી કહે છે કે બપાવાજી ઉપર મારો ચાહ છે. ચાહ હોય તો મરતી

વખતે બપાવા વચન માંગે તો તે વગર જાણ્વે આપે ! શું તારા બપાવા તારૂં બુરૂં કરશે ? "

"બપાવાજી, તમેજ મને વારંવાર શિખામણ દીધી છે કે કોઇને પણ આગળથી વચન આપીને બંધાઇ જવું નહીં, "શેહેરાંએ કકળતા સાદે જવાબ દીધો.

"હા, તે કોઈની સાથે. પણ બપાવાની સાથે એમ નહીં થવું જોઇએ ! હું તારો બપાવો થઇને તારૂં બુરૂં કરીશ ? જો તારી ભવિષ્યની જીંદગી સુખી થાય તેવું કાંઇ કરવા માગું છું, વાસ્તે વચન આપ, કે હું કહું તેમ કરશે."

"બપાવાજી ! મને પહેલા કહો ! વાત જાણી લીધા પછી વચન આપવો વાજબી લાગશે તો ખુશીથી આપીશ."

"ત્યારે તું શું એમ ધારે છે કે તારી પાસે વચન લઇને તને હું ફસાવીશ ?"

"નહીં, પણ અહીં તો તમે મરજી અને ખુશીની વાત કહી, અને તે શું તે હું સમજી ગઇ છું, વાસ્તે તમે શાને માટે વચન માગો છો તે મને મહેરબાની કરીને જણાવો."

"વારૂં, ત્યારે સાંભળ તું તારી હાલત સારી પેઠે સમજે છે ?" બપાવાએ પૂછ્યું.

"હા, હું સમજું છું કે હું તમારા આધારે છું."

"હા, મારાં મરણ પછી તને સંભાળે એવું હવે કોઇ નથી. વળી આ જે છે તે બધું મારૂં છે. એમાથી એક અરધી પણ તારા બાપની નથી. આજ સુધી મેં તારી પછવાડે હજારો રૂપીઆ ખરચીને તને મેં

ઉંચી કેળવણી આપીછે, અને બધી રીતે હુસ્યાર બનાવી છે, મારા વગર તું કેવી હાલતે પુગતે ? તું કોણુ છે ? મારા મરણુ પછી તારી પાસે તારી અંગત પુંજી કેટલી છે, જેમાંથી તું ગુજરાન કરી શકશે?"

"બપાવાજી, તે હું બધું જાણું છું ને સમજું છું. પણ જો તમારી દોલત અને તમારો બાગ બગીચો બીજા' કોઇને આપી જવાની મરજી હોય, તો બેશક તેમ તમે ખુશીથી કરો, અને તેમ કરવા મૂખત્યાર છો. તમે મને ઘણી અચ્છી કેળવણી આપી છે, અને તે કેળવણીના રૂડા પ્રતાપથી હું મારા એકલા જીવનું ખુશીથી ભોગવી લઇશ"

"હો હો હો ! બોલવુ' બહું સેહેલ છે પણ કરવું બહું મુશકેલ છે. જયારે તારી ઉપર વિપત્તીઓનું ચક્કર ફરશે ત્યારે તને ગરીબાઇના ફટકાનો માર માલુમ પડશે," એમ કહીને માકાશાહ ટકોર કરીને હસવા લાગ્યો, અને પછી આગલ બોલ્યો, "જો, એક વાત કહું તે સાંભળ ! ઘણાં વરસની વાત ઉપર એક બે ભાઇઓ હતા, તેઓ બન્ને એકજ છોકરી ઉપર મોહી પડયા હતા. તેણીનું નામ શહેરાબાનું હતું, અને તે-ણીનું નામ મેં તને આપ્યું છે. આ વાતથી તું આજ લગણુ અંજાણી હતી. તે શહેરાબાનુ બે ભાઇમાના વડા ભાઇને ચાહતી હતી. જયારે તે છોક-રાના બાપને ખબર પડી ત્યારે તેણે તેને ધમકી આપી કે જો તું આ છોકરી સાથે પરણુશે તો તને મારી દોલતના હિસ્સામાંથી ખરતો કરીશ. ટુંકમાં બાપે તે ધમકી અમલમાં મુકીને તે છોકરાને વારસામાંથી દુર કર્યો, અને પોતાની બધી દોલત બીજા છોકરાને સ્વાધીન કીધી, અને તે બીજો છોકરો તે બીજો કોઇ નહીં, પણ હું પોતે છું."

"અહ ! હવે હું સમજી ! ત્યારે આ વજીફો બધું મારા બાપના બપાવાનું, કેમ વારૂં ?"

"હા, હું મારા બાપની મરજીની છોકરી સાથે પરણ્યો તેથી મને

અધળું મળ્યું, અને મારો ભાઇ બાપની મરજી વિરૂધ્ધ પરણ્યો તે વારસામાંથી રખડતો થયો. મેં તેને ત્યાર પછી કદી જોયો નહી! તેની બાયડી પણ થોડા વખતમાં મરણ પામી! એ મારા ભાઇને એક દીકરી થઇ હતી, અને મને પણ ખુદાયજીએ એકજ દીકરો આપ્યો હતો, અને તે દીકરાની દીકરી તે તું!"

શહેરાં પોતાનાં બાપદાદાની તવારિખ ધ્યાનથી સાંભળવા લાગી, અને જેમ માકાશાહ બોલતો ગયો, તેમ વાત સમજીને તેણી પોતાનું ડોકું ધુણાવ્યા કરતી હતી. આમ ડોકું ધુણાવવાનો અર્થ માકાશાહે જુદોજ કર્યો અને બોલ્યો, "હા, તારા મનમાં આવેછ કે એ ભાઇ ભાઇઓ વેહેવાઇ કેમ નહી થયા? હું તેમ કરવા ઘણો ખુશી થાત, પણ કમનશિબે અમે બે ભાઇઓ સાથે મળવા પામ્યાજ નહી. મારા ભાઇની દીકરી પાછળથી કોઇ વકીલ સાથે પરણી ગઇ, અને હાલ તેઓ પણ મરણ પામ્યાં છે!"

"તેઓ પણ હૈયાત નથી!" મેહેરાં પૂછવા લાગી.

"હા તેઓ પણ મરણ પામ્યાં છે! બધાંજ મારી માફક ૮૦ વરસ ક્યાંથી કહાડી શકે? પણ મારા ભાઇની દિકરીનો એક દીકરો જીવતો છે. તેની સાથે મને થોડો પત્રવહેવાર ચાલ્યો છે. તેનુ નામ જાલ પરવીઝ કરીને છે. આ મારી વાત ઉપરથી હવે તું સમજી જશે કે મારાં મનમાં કેવા વિચાર છે. બોલ આ વાત સમજ્યા પછી તું મને વચન આપી શકે છે કે નહીં?"

"હું તમારી મતલબ હવે સમજી શકું છું"

"હે, હું ખુલ્લું કહું? મારા ભાઇનો હક મેં ડુબાડયો, તેથી તેની છોકરીના છોકરા સાથે મારાં કુંટુંબમાં સંબંધ જોડીને કાંઇ થોડો ઘણો બદલો હું આપું તો મરતી વખતે મારા જીવને સંતોષ થાય! ટુંકમાં,

તું મારા ભાઇની છોકરીના છોકરા જાલ પરવીઝ સાથે પરણવા ખુશી થાય, તો મારા બાપની મીલકત તેના બન્ને દીકરાઓના કુટુંબીઓમાં સચવા-ચલી રહે "

" બપાવાજી, અત્યંત દિલગીર છું કે આ બાબદ મારાથી નહી બને એવી છે ! હા, બેલાશક તમારી ખુશી હોય તો એ જાલને તમારો સઘળો વાડી વજીફો આપો ! જો તમારૂં દિલ કહેતું હોય કે તેનો હકછે તો ભલે તેને બધું આપો, પણ જેને મેં કોઇ દહાડો જોયલો નથી, અને જેને હું બિલકુલ ઓળખતી નથી, તેને પરણવાનો હું વચન આપું, એ મારાથી બની શકે એમ નથી. તમારે વાસ્તે મારો જાન આપવા તૈયાર છું, પણ લગન જેવા ગંભીર પ્રસંગને તદન હલકો ગણીને તેને ગાટે હું વચન આપી બંધાવું એ બની શકે તેમ નથી.' બપાવાજી મને માફ કરો."

---

## પ્રકરણ ૮ મું.

### છેલ્લી અરજ.

દિલ સંગ દોડે-જોડે જોડે-
તેને કરૂં હું મારો ભરથાર,
વડીલો જોડે-જરને જોરે-
તેને વરીને બાળું અવતાર.

ઘણી રમતથી દરદીને થાક ચઢશે એમ સમજીને નર્સ માકાશાહના ઓરડામાં દાખલ થઇ, અને પૂછ્યું, "કેમ, દાવ ખલાસ થયો ?"

"હા,, નર્સ, મારો દાવ ખલાસ થયો"

શેહેરાએ ઘણા વખતની વાત ઉપર પોતાના સગા જાલ પરવિઝ વિષે એક બે વાત સાંભળી હતી, અને તે વાત ઇચ્છવાજોગ ન હતી.

અને તે ઉપરથી તે લુચ્ચો લફંગો હશે, એમજ તેણી મનમાં સમજતી હતી, અને તેવા ખ્યાલ વચ્ચે જે શખ્સને તેણીએ ન વેઠેલો, કે ન જોયલો, તેને પોતાની જીંદગી સુધીનો સાથી બનાવવા સાફ ના પાડી, અને પૈસા કે વારસાની લાલચ બાજુએ મેલી, તેમાં તેણી વાજબી હતી, અને તેણીની આ રીત કોઇ પણ સમજુ માણસની વખાણને પાત્ર છે. ઘડીભર ખરૂં માનિયે કે માકાશાહે પોતાના ભાઇનો હક ડુબાડયો હતો, તો તેને માટે શેહેરાં પોતાની જીંદગી વેચે, એ એક અશકય વાત હતી. અશકય તો શું પણ માકાશાહની માગણી તદન ગેરવાજબી હતી.

બીજી બાજુ ઉપર શેહેરાં બપાવાની દોલતની લેશભાર આશા કે દરકાર કરતી ન હતી. જો દોલત ઉપર ખરો હક માકાશાહના ભાઇનાં કુટુંબનો હોય, તો ભલે માકાશાહ હકદારને તેનો હક આપે, પણ તેથી કાંઇ આમ નથી ઠરતું કે શેહેરાંએ પોતે પૈસાને માટે વેચાવું.

વાંચનારે યાદ રાખવું કે કાયદાસર માકાશાહ સઘળી મીલકતના

હકદાર ધણી હતા, કારણ કે તેમના બાપ વસીઅતનામું કરીને સઘળું તેમને વારસામાં આપી ગયા હતા, આથી કાયદાથી તેમના ભાઇના કોઇપણ વારસનો હક હતોજ નહી, પણ કાયદા બાજુએ મેલતાં, માકાશાહનું અંતઃકરણ કહેતું હતું કે બાવાએ ભાઇને વારસામાંથી બાતલ કર્યા તે ખોટું હતું. વળી આખી જીંદગી દરમ્યાન સઘળી મીલકતનો ભોગવટો તેમણે ભોગવ્યો હતો, પણ હવે ખુદાની દરબારમાં જવાનો વખત આવ્યો, ત્યારે ભૂતકાળમાં જે ખોટું થયલું તેને સમારવાનો યત્ન કરતા હતા. વળી શહેરાંને સમજાવી જો જાલ પરવીઝનું તેણીની સાથે સાટું નકી થાય, તો વાહવાજી વાહ! મીલકત એકજ હાથમાં રહે! બુઢ્ઢાજીનો વિચાર એક હાથ ઉપર ઉત્તમ હતો, ત્યારે બીજા હાથ ઉપર શેહેરાં પાસે તેણીની નાખુશી છતાં વચન માગવો, એ લગરીક જુલમાતભરેલું પણ લેખી શકાય.'

માકાશાહની તબીઅત તદન લથડેલી હતી તે વખતે તેમની સાથે આ બાબદ ઉપર વાદવિવાદ ચલાવવામાં ડહાપણ નહીં હતું, તેથી શેહેરાં આ બાબદસર ચુપકીદી પકડીને બેસી રહી, પરંતુ બે ત્રણ દિવસ પછી માકાશાહજીની તબીઅત સેહેજ સુધરતી જણાઇ, ત્યારે તેવણ બિછાનેથી ઉઠીને થોડી થોડીવાર પોતાનાં કામ ઉપર ધ્યાન આપવા લાગ્યા, અને તે વખતે આ એંસી વરસના બપાવાએ પોતાની પૌત્રીને પાછી પાસે બોલાવી.

"શેહેરાં, બેત્રણ દિવસ તબીયત ઠીક ન હોવાથી મેં તારી સાથે પેલી વાત લંબાવવાના અખાડા કીધા, પણ હવે જે વખત જાય છે, તેમાં બપાવાજી અહીંથી કુચ કરી જશે, વાસ્તે જે બંદોબસ્ત થવો જોઇએ, તે મારે કરી રાખવો ઘટારત છે, અને તેથી મેં તારો જવાબ લેવા તને પાછી બોલાવી છે."

"બપાવાજી ખુદા કરશે તો તમારી તબીઅત પાછી સુધરી જશે. તમે કાંઇ ફિકર ના કરો!" શેહેરાંએ દિલાસો આપ્યો.

"અરે તારા બપાવાએ દેશ ખાઇને દરવાજા ગળે બાંધ્યા છે, અને હવે કોઇ ડાકટરને પૂછવાની જરૂર નથી. મારો અંત કયારે આવશે તે હું સારી પેઠે સમજુ છું. આજે જે તબીયત સારી લાગે છે તે ટુંક મુદતની સમજવી. મારૂં હૈયું ચાલતું બંધ થઇ જતાં વાર નહીં લાગશે."

"અરે બપાવાજી એમ ના બોલો! મારા માથાં પર તમે હજી થોડાં વર્ષ વધુ જીવશો."

"ચાલ ત્યારે, તને બપાવાજી વહાલા હોય તો મેં જે કહ્યું હતું તેં ઉપર તે વિચાર કર્યો હશે. તેં તો જરથોસ્તી ધર્મનો અભ્યાસ કર્યો છે, તેમાં શું કહે છે? માબાપ અને વડીલોના કહ્યા પ્રમાણે ચાલવાને એક જરથોસ્તી બંધાયલો છે કે નહીં?"

"હા, બપાવાજી, તમારી તાબેદારી કરવા હું કરારે ના પાડું ! મેં તમારી દરેક ઇચ્છા માથે ચઢાવી છે પણ લગન સંબંધી જરથોસ્તી ધર્મ એમ નથી સુચવતો કે પોતાની મરજી વિરૂધ માબાંપ કે વડીલોને રાજી રાખવા માટે જેની તેની સાથે લગનની પવિત્ર ગાંઠ બાંધવી. ધર્મ જો આમ કહેતો હોય તો પછી "પસંદે કરદમ" એવો સવાલ દસ્તુરો આશીર્વાદ દેતી વખતે શા માટે પૂછે છે ?"

"પણ મારી દીકરી, માબાપો પોતાનાં બચ્ચાંઓને જાણી જોઇને ખાડામાં ઉતારે એમ તું ધારે છે ? મારોજ દાખલો લે. મેં મારા બાપને રાજી રાખ્યો, ત્યારે આજ સુધી પૈસે ટકે સુખી રહયો, નહીં તો હાલહવાલ થઇને રખડી મુવો હોત. કહેવત છે કે માબાપને નમે તે પેટ ભરીને જમે."

"બપાવાજી, તમારી નાદરૂસ્ત વખીઅતને લીધે હું તમારી સાથે આ ગંભીર સવાલ ઉપર વાદવિવાદ ચલાવવા વાજબી ધારતી નથી. તમે બેલાશક જેનો હક વાડી વજીફા ઉપર પુગે તેને તે સોંપો. હું તો મારી મરજી વિરૂદ્ધ કદી પણ કોઇ અંજાણ્યા સાથે પરણીશ નહીં ! જાલ પરવીઝને જોઇએ તો બધું આપો, તેથી હું જરા પણ દિલગીર થઇશ નહીં.'

"પણ મને વાંધો તેજ છે. તું મારી મતલબ પુરેપુરી હજી સમજી નથી. હું બધું મારા ભાઇના કુટુંબમાં સોંપવાને રાજી નથી; તે છતાં મેં મારા ભાઇને ગેરઇનસાફ કર્યો હતો, તેનો બની શકતો બદલો આપવા માગુ છું. સૌથી સરસ માર્ગ મેં પસંદ કર્યો છે તે આ છે કે જાલપરવીઝને તું તારો ખાવીંદ બનાવે, તો મારા ભાઇને કીધેલા ગેરઇનસાફનો બદલો ચોક્કસ દરજજે વળી જાય, અને મારૂં બચ્ચું પણ રખડી નહીં જાય."

"ત્યારે, બપાવાજી, તમે તમારા ભાઇને ગેરઇનસાફ કર્યો, તેની સજા શું મને કરવા માંગો છો ? વળી જો ગેરઇનસાફ થયોજ હોય તો

આટલાં બધાં વરસ તમે પૈસા ટકા વાપર્યા, અને તેથી જે નુકશાન સામી બાજુને થયું, તે નુકશાનનો બદલો તમારાં આ નવાં પગલાંથી વળી જાય એમ હું ધારતી નથી."

"દીકરી, તું કહે છે તે ખરૂં છે, પણ જો એટલું થોડું પણ કરી જાઉં તો તેના રૂહને ખુશાલી પેદા થશે. હું જોણું છું કે કાયદાથી મારા ભાઇના કોઇપણ વારસનો કશો હક ચાલતો નથી, પણ મને જે વિચાર સુઝે છે તે ઘણો ઉત્તમ છે, અને જો તું તારી હઠ છોડી દે, તો મારો જીવ મરતી વખતે ઘણો ખુશ થશે. શું તું એટલી નિર્દય છે કે બપાવાની છેલ્લી અરજ કબુલ નહીં રાખે?" બપાવાએ હવે બોલવાની ઢબ બદલીને શેહેરાંને પીગળાવા માંડી.

"બપાવાજી, હું મારો જવાબ આપી ચુકી છું. તમે કોઇ પણ પાંચ દાનાવોને તેડાવીને પૂછો કે તમે મારી પાસે જે છેલ્લી અરજ કરો છો તે કેવી છે? હું પોતે તમારી અરજને કોઈ પણ જાતનો વિશેષણ લગાડવા માંગતી નથી."

"જો દીકરી શેહેરાં, સમજ, જાલને મેં લખ્યું, તે પણ મારી અરજ કબુલ કરવા હા લખે છે. તે લખે છે કે શેહેરાંની મરજી હોય તો મને અડચણ નથી."

"ત્યારે તમે શું એમ લખ્યું કે શેહેરાંની મરજી છે?" શેહેરાંએ અચરત થઇને પૂછયું.

"નહીં, મેં ખુલ્લે ખુલ્લું લખ્યું છે કે શેહેરાંની મરજી નથી, પણ જો હું તેણીને સમજાવીશ, તો મારો બોલ કદી નિચે પાડશે નહીં."

"બપાવાજી, તેને ખુલ્લે ખુલ્લું લખાવો કે શેહેરાં ખુશી નથી, અને પછી જુઓ તે શું કહે છે?"

"એમ જો લખું તો મારો 'પ્લાન' તદ્દન બગડી જાય. જો, દીકરી શેહેરાં, હજી સમજ. મારી છેલ્લી ઉમેદ છે તે બધી તારા 'હા' બોલવા ઉપર લટકે છે," બપાવાએ શેહેરાંને પટાવવાનું ચાલુ રાખ્યું.

"બપાવાજી, એ કાંઇ કુલ્લીમાંનો ગોળ નથી કે ઝટ દઇને ખાઇ જઇએ. વળી કાંઇ એ એક દહાડાની વાત નથી, પણ જન્મ સુધીની પાળ બાંધવી છે, વાસ્તે માફ કરો. પહેલી વાત તો આ છે કે મેં કોઇ દહાડો જાલને જોયો નથી, અને તેની ચાલચલણ વિષે મને સત્તાવાર સમાચારો મળ્યો નથી, તો હું તેને પરણવા કેવી રીતે હા પાડી શકું, તે તમેજ મને સમજાવો. હું હજી ફરીથી કહું છું કે જોઇએ તો તમે બધી દોલત જાલને આપી જાઓ. હું મારૂં ફોડી લઇશ. મહેનત કરીશ, ચાકરી કરીશ, પણ જો પરણીશ તો મારાં મનને ગમતા વર સાથે, નહીં તો કુંવારી રહીશ. તમેજ મને ઉંચી કેળવણી આપી છે, અને સારી સંપૂર્ણ કેળવણી અપાવી છે, એજ મારા મનથી મોટી દોલત છે. તેથી હું ખાતરીથી માનું છુ કે હું ભૂખી રહીશ નહી," એમ કહીને શેહેરાં બપાવાના ઓરડામાંથી આઘીપાછી થઇ.

બપોર પછી માકાશાહનો જુનો સોલીસીટર, મી૦ વાડીઆ મુંબઇથી આવી લાગ્યો. માકાશાહ બપોરની ઉંઘ ઘોરતા હતા. તેટલામાં વાડીઆ સાથે શેહેરાંને થોડી વાત થઇ. મી૦ પેસ્તનજી વાડીઆ માકાશાહના વિચારથી અત્યાર અગાઉના વાકેફ થયલા હોય એમ તેમની વાતપરથી દીસતું હતું, તેથી તેમણે વાત છેડીને શેહેરાંનો ચોખો ચાંપી જોયો.

"મી. વાડીઆ, મારાં બપાવાજીએ આ બાબદની વાત મારી આગલ છેડી છે, પણ મેં સાફ સાફ ના પાડી છે, એમ કેમ બની શકે ?"

"જો બની શકતું હોય, તો બધી રીતનો વાંધો પતી જાય," સોલીસીટરે સલાહ આપી.

" જેને મેં જોયલો નહીં, જેને હું ઓળખું નહીં, કે જેના વાસ્તે કોઇના મોઢે કાંઇ સારૂં સાંભળેલું નહી, એવા એક સખ્સ સાથે, પછી તે સગપણમાં હોય તો શું થઇ ગયું, હું પરણું તો અમારાં લગ્ન સુખી નિવડશે કે નહીં, તેનો સ્વભાવ મારા સ્વભાવને માફક આવશે કે નહીં. તેની કેળવણી અને આચાર વિચાર મને રૂચશે કે નહીં એ સઘળા સવાલનો હું હાલ કેવી રીતે નિર્ણય કરી શકું ? કહો, મી. વાડીઆ, તમેજ મને કહો, કે હું હા કેવી રીતે કહી શકું ? મી. વાડીઆ મહેરબાની કરીને મને તમેજ સલ્લાહ આપો કે મારા બપાવાજીના એક ફાંદાને પોષવા માટે, શું હું જાલને પરણીને ઉમરભર ફસું ?"

" મી૦ માકશાહના વિચાર ઉમદા છે, તેમજ તમારી દલિલ પણ વજુદ ધરાવે છે. માટે હું કાંઇ તમને કહી શકતો નથી," મી૦ વાડીઆ વકીલે દહીંમાં તેમજ દુધમાં પગ રાખીને શેહેરાંને જવાબ દીધો.

---

## પ્રકરણ ૯ મું.

### નોકરી માટે આતુર.

દિન હોય જેનો પાધરો, અડચણ તેને પડતી નથી,
વાંકે દિન થાય ગાભરો, નોકરી તેને જડતી નથી.

સરકારીની મેહેરાં મુંબઇ આવી હતી, પણ તેણીના દહાડા મુશકેલીમાં પસાર થતા હતા. પાસે ટુંક પુંજી હતી, અને આવક કાંઇ હતી નહી. તેણી કોઇના આધારે રહેવા નારાજ હતી. તેણીની એક ખાસીઅત આ હતી કે તેણી પોતાની મરજી પ્રમાણે ચાલતી હતી. જો કે શેહેરાંની સમજાવટ પ્રમાણે તેણી છૂટી રહી હતી, જેથી પોતાનો ભાઇ સપડાય નહી, તે છતાં બીજી રીતે શેહેરાંની કે ભલા ધનેતરની શિખામણ કરતાં પોતાના અંતઃકરણના અવાજને તેણી વધારે માન આપતી હતી.

સુરતમાં પોતાની માતાનું સઘળું કરજ ચુકવી આપ્યા પછી, તેણીની પાસે ફક્ત અઢીસો રૂપરડી બાકી રહી હતી. અઢીસો રૂપીઆ પહેલાં તેણીના મનથી મોટી રકમ લાગીહતી, પણ જ્યારે તેણી મુંબઇ આવીને રહી, ત્યારે કાંઇ જરૂર જોગ સરસામાન ખરીદવામાં, તેમજ ભાડાં અને ખાધ ખોરાકીમાં પૈસા કેમ ધુસી જતા હતા, તેનો અનુભવ આસ્તે આસ્તે તેણીને થવા લાગ્યો બિચારી, ઇરાનીઓને ત્યાંથી એક પ્લેટ ગોસ્ત અને પાંઉ લાવીને ખાતી હતી. કરકસર કરવામાં તેણી શરમાતી હતી નહી. ઘરનું બની શકતું કામ પોતાના હાથે કરવાને તેણી અચકાતી હતી નહી, તેમજ બજારમાંથી કાંઇ ખરીદી લાવવું હોય, તે બની શકે ,તો પોતાના હાથમાં ઉંચકી લાવવાને પણ ડગમગતી હતી નહી.

તેણી કાંઇપણ નોકરી મેળવવાની આશામાં હતી, અને કામ કરીને પાંચ પૈસા કમાવવા તત્પર હતી. મુંબઇમાં તિક્ષણ હરિફાઇ કેટલી હદ સુધી વધી છે, તેનો મેહેરાંને કાંઇ પણ ખ્યાલ હતો નહીં. ભરવા, ગુંથવા, સિવવા, ચિત્રો પાડવા, વગેરેમાં મેહેરાં કુશળ હતી. અંગ્રેજી પણ થોડું ઘણું આવડતું હતું. પોતાના બાપની હૈયાતીમાં તેણીએ બધા રીતની કેળવણી લીધેલી હતી, તેટલા માટે કોઇ નિશાળમાં સ્ત્રી શિક્ષક તરીકે અથવા કોઇ પૈસાવાળી બાઇનાં ઘરમાં કારભારણ તરીકે રહેવા ખુશી હતી. જાહેર ખબરો વાંચીને ઝટ અરજપત્રો પોસ્ટમાં નાંખતી હતી, પણ જ્યારે તેણીને તરેહવાર સવાલો પૂછવામાં આવતા હતા, ત્યારેજ તેણી પોતાની મુશકેલ સ્થિતિ સમજવા લાગી. શિક્ષકની નોકરી માટે, તમે ક્યાં સુધી અભ્યાસ કર્યો છે? કયી પરિક્ષા પસાર કરી છે? વગેરે સવાલો તેણીને પૂછવામાં આવતા હતા, ત્યારે તેણીને ખરૂં લખવું પડતું હતું કે હું તો ફક્ત ઘરમાંજ શીખી છું, ત્યારે બીજી પાસ થયલી છોકરીઓ સાથની હરિફાઇમાં તેણીનો કશો ટીકો લાગતો હતો નહીં. કારભારણ તરીકે આગલો અનુભવ તેણીને હતો નહીં, તેથી તેવી જગા તેણીને એકદમ ક્યાંથી મળે? આ સઘળી મુશકેલીઓથી મેહેરાં હવે વાકેફ થઇ હતી.

આ પ્રમાણે તેણી નોકરી મેળવવાની હાડમારીમાં હતી, તે અરસામાં તેણીએ પોતાના ભાઇને રાતની વેળા જઇને મળવાનો ઠરાવ કર્યો. સોહલનું ઠેકાણું તેણીને ખબર હતું. પણ તેણીએ તે તદન ખાનગી રાખ્યું હતું. મુંબઇ આવ્યા પછી તેને એકદમ મળવાથી નુકશાન થશે, એમ ધારીને તેણીએ વચમાં કેટલાક દિવસ પસાર થવા દીધા હતા.

મજગામમાં કોલીવાડમાં કોઇ દારૂવાળાના ઘરમાં ભોંયતળિયે તેણીનો ભાઇ રહેતો હતો. પૂછતી પૂછતી રખડતી રઝળતી તેણી ત્યાં ગઇ, અને ઘર શોધી કાહાડયું, પણ જઇને પૂછે છે કે સોહરાબજી સરકારી અહીં રહે છે? આ સવાલના જવાબમાં બુઢી ઘરવાળીએ સોરાબજીની આઇબાઇ અને બાપ બપાવાની ઓલાદને ગાળો ભાંડવા માંડી. "મરી ગયો, મુવો, લુચ્ચો, ચોર, મારા જેવી એક રાંડીરાંડના રૂપીઆ ખાઇને નાહાસી ગયો, જોઉં તો ખરી, એ મુવો—" વગેરે વગેરે જે ગાળો તેણીને આવડતી હતી તે દેવા માંડી. આથી બિચારી રાંક મેહેરાં તો દંગ થઇ ઉભી. તેણીએ પેલી બુઢીને ઘણી તજવીજથી ઠંડી પાડવાની કોશેશ કરી, પણ તે બુઢી વા સાથે લડવા લાગી.

" તમારા કેટલા રૂપીઆ છે ?" મહેરાંએ પુછ્યું.

" દશ રૂપીઆ મહિનાનું ભાડું, મારી પાસે બે કસ્તી લીધી તેના સાડાચાર રૂપીઆ, એની બૈરીની સુવાવડ વખતે વીસ રૂપીઆ ઉછીના લીધા હતા, મારા ગામનું ઘી આવ્યું હતું તેના આઠ રૂપીઆ, બધા મળીને સાડી બેતાલીસ રૂપીઆ," તે બુઢીએ ગણાવ્યા.

મેહેરાંએ કાંઇ વિચાર કર્યા વગર પોતાની પાસેથી રૂપીઆ તુરત કાહાડી આપ્યા, અને બોલી, " માય, લઓ તમારા રૂપીઆ, એ મારો ભાઇ થાય છે,; વાસ્તે ખોદાને ખાતર એને કાંઇ ગાળ દેઓ ના!"

પોતાની પાસેના રૂપીઆમાંથી પોતાના ભાઇને આપવા માટે મેહેરાં પોતાની સાથે પચાસ રૂપીઆ લઇ ગઇ હતી, પણ જ્યારે ભાઇ તો ત્યાંથી ચાલી ગયલો હતો, ત્યારે તેના કરજના રૂપીઆ ફેડીને મેહેરાંએ પોતાનો જીવ ખુશી કીધો. આવી રીતે સોહલનો પત્તો હવે મેહેરાં પાસે હતો નહીં. મુંબઇ જેવાં વિશાળ શેહેરમાં તેને હવે કેમ શોધવો, અને ક્યાં ઢુંડવો, તેની સમજ હવે તેણીને પડી નહીં. આ બનાવથી તે ઘણી બેકરાર બની હતી.

વળી મેહેરાંની પાસે જે રોકડ રકમ હતી તે દહાડે દહાડે ઓછી થતી હતી, અને તેમ તેમ નોકરી મેળવવાના પછાડામાં તેણી વધારે પડી. તેણીને એક 'પ્રાઇવેટ ટયુશન' મળ્યું હતું. જ્યાં ફકત એકજ કલાક શીખવવાની બોલી હતી, ત્યાં બોલી છતાં તેણીને ત્રણ ત્રણ કલાક સુધી ત્રણ ત્રણ છોકરાંઓને શીખવવું પડયું. તેણી ગરજની મારેલી હતી તેથી તેણીએ સાત રૂપરડીમાં તે ટયુશન પણ બે મહિના ચાલુ રાખ્યું. ગરજ બિચારી બાપડી, આ કહેવત પ્રમાણે મેહેરાંને ગરજાઉ જોઇને તે છોકરાંઓની ચપરખંધી માએ મેહેરાંનો દમડુચો કાહાડીને ફકત સાત રૂપીઆ હાથમાં પકડાવ્યા હતા.

ઘણી તલ્લાસ અને માહા મુશીબતે આખરે તેણીને આખા દિવસની નોકરી મળી. મુંબઇમાં કાપડની દુકાનમાં વેચવા કોઇ પારસણ નોકરી રહેતી નથી, તે છતાં ગરજાઉ મેહેરાંએ વિચાર કીધો કે પ્રમાણિકપણે નોકરી કરવામાં કાંઇ ખોટું નથી. અને તેથી, તેમજ પૈસાની તંગી ટાળવા માટે, આ નોકરી સિવાય તેણીને બીજો છુટક નહી હતો. ટુંકમાં કોટમાં એક કાપડિયાની દુકાનમાં ગ્રાહકોને માલ દેખાડવા અને વેચવાના કામ ઉપર તેણી નોકરીએ લાગી હતી.

નસિબવાળાને ત્યાં ભૂત પણ રળે, અને કમનસિબને ત્યાં પુત પણ ન રળે. વળી કમનસીબી આવે છે ત્યારે ચાલુ આવે છે. ગરીબનું નસિબ

પણુ ગરીબજ. જ્યાં સુધી હાડમારીનું છેરટ ન આવે ત્યાં સુધી એક પીડામાંથી નિકળીને બીજી પીડામાં પડવાનું ચાલુ રહે છે. એક સહવારે મેહેરાં દુકાને ગઇ ત્યારે દુકાનમાં કોરટના માણુસો આવેલાં હતાં, અને દુકાન સરકારના સ્વાધીનમાં ગઇ હતી, કારણુ કે તે દુકાનદારે તિક્ષણુ હરિફાઇને લીધે દેવાળું ફુક્યું હતું થોડામાં બોરૂં, મેહેરાંનો દોઢ મહિનાનો પગાર ત્રીસ રૂપીઆના હિસાબે રૂપીઆ પીસતાળીશ ચઢેલો હતો. તે રૂપીઆ આજને કાલ ડુબ્યા એમ મેહેરાં સમજી, અને એમ સમજીને તેણીનો જીવ ફ્રરવા લાગ્યો અને તેણી થોડી મિનિટમાં બેશુદ્ધ થઇ પડી.

જ્યારે તેણી હુસ્યારીમાં આવી ત્યારે એક પારસી જવાનને મોંહ ઉપર પાણી છાંટતો તેણીએ જોયો. આ ગ્રહસ્થ મેહેરાંના શેઠને વારંવાર કામસર મળવા આવતો હતો, તેથી તેણીએ ઓળખ્યો. સેહેજ હુસ્યારીમાં આવતાં મેહેરાં ઉઠવા ગઇ, પણુ ઉઠાયું નહીં. તેણીના પગ થરથર ધ્રુજવા લાગ્યા, અને આથી તેણીને બેસવાની ફરજ પડી.

" બેસો, બાઇ, બેસો, જરા વધારે હુસ્યારી આવે ત્યાં સુધી થોભો. ઉતાવળ કાંઇ નથી ! હું તમારી આગળ છું, તમે કાંઇ ફિકર કરો ના. હું તમારા શેઠનો સોલીસિટર છું. અને મારૂં નામ દોરાબ વાડીઆ છે. "



## પ્રકરણુ ૧૦મું.

### આફત પછી આફત.

ખાવા બેસે ત્યારે ભુકપર ભુક ચાવ્યાજ કરે (તેમ)
સંકટ આવે ત્યારે દુઃખ પર દુઃખ આવ્યાજ કરે.

મેહેરાંને આ જવાન સોલીસિટરની ઢબ છબ બહુ નવાઇ જેવી લાગી હતી, પણુ શા માટે નવાઇ જેવી લાગી તે તેણી પોતે સમજી શકી હતી નહીં.

દોરાબ પેસ્તનજી વાડીઆ, સોલીસિટર, એક ત્રીસવરસનો જવાન માટીડો હતો. જાતે ચાલાક, દેખાવે ચંચળ, અને ચેહરે ખુબસુરત હતો. તે પોતાની ટેબલ ઉપર જઇ બેઠો. ત્યાં તે પોતાના કુળ તરફથી દેખરેખ રાખવા આવ્યો હતો, અને જ્યારે તેણે એક જફાની મારેલી અને ભૂખી ડાસ દેખાતી સ્ત્રીને બેસુદ્ધ થઇ જમીનપર પડતાં જોઇ, ત્યારે તેણીને હુસ્યાર કરવાની ફરજ ખુશીથી તેણે બજાવી હતી. હવે બાકીનું કામ તે સ્ત્રીનું હતું કે ઉઠીને પોતાનો રસ્તો લએ, અને મેહેરાંએ તેમજ કર્યું. તેણી જેમ તેમ કઠીને બોલી, "માફ કરજો, મારે માટે તમને ઘણી તકલીફ પડીછ ! ગરમીથી મારો જીવ ફરી આવ્યો હતો ! સાહેબજી !"

તેહીનું સુકાઇ ગયલું મોઢું, તેણીનો કંગાળ પોશાક, તેણીનું ભૂખે ટળવળતું શરિર આ સઘળું જોઇને મી૦ દોરાબ વાડીઆ મનમાં બડબડયો, "અફસોસ ! હું ધારૂં છું કે આ કોઈ સારા માણસની છોકરી છે, પણ ગરીબાઇના ચકકર હેઠળ કચડાય છે !" આમ બબડીને તેણે મેહેરાંને કહ્યું, "જોઇએ તો વધારે વાર બેસો. જીવ બરાબર ઠરે ને પછી જાઓ ! કાંઇ સોડા બરફ મંગાવું ? મને લાગે છે કે તમે ભૂખ્યાં છો; અને તમારામાં ચાલવાની તાકાત નથી !"

"નહીં, ભાઇ, માફ કરો. હું ભૂખી નથી. મારો જીવ હવે હુસ્યાર છે. હું હવે જઇશ," તેણીએ બહુજ અદબ અંદાજાથી જવાબ દીધો.

"તમને અડચણ નહીં હોય તો હું ગાડી મંગાવું ?" મી૦ દોરાબે ગાડીની ઓફર કીધી.

"નહીજી, ઉપકાર થયો. હું ટ્રામમાં જઇશ," મેહેરાંએ દોરાબ વાડીઆની આ ઑફર પણ નામંજુર રાખી.

"વારૂં બાઈ, હું ધારૂંછ કે તમારો અહીં પગાર ચઢેલો હશે, નહી વારૂં ?"

"હાજી, હું અહી 'સેલ' ઉપર હતી. પણ મને કોરટમાં સાક્ષી આપવા આવવું તો નહી પડે?"

"નહી, ત્યાં તમારૂં કાંઇ કામ નથી. ચોપડામાં તમારૂં નામ તો લખાયું હશેજ."

"મારૂં સરનામું પણ એ લોક પાસે છે. જ્યારે જોઇએ ત્યારે મને લખજો," મેહેરાંએ કહ્યું, અને ત્યાંથી ચાલવા લાગી.

મી૰ દોરાબ મનમાં વિચારવા લાગ્યો, "બિચારીને પૈસાની ગરજ છે એમ ખુલ્લું દેખાય છે, પણ માંગતાં શરમાય છે. મારી ખાતરી થઇ છે કે આ કોઇ ગરીબાઇમાં પીડાતી છોકરી છે, પણ પોતાનું સ્વમાન ખોહવા માંગતી નથી. આથી તેણે તેણીને જતી અટકાવી અને બોલ્યો, "બાઇ, તમારા કેટલા રૂપીઆ થાય છે? બોલો. હું તમને તમારો પગાર અપાવી દઉં. હું તમારા જેવી એક બાઇને અમસ્થો રખડાત કરાવાની જરૂર જોતો નથી."

"નહીજી, બિચારા બધાને પગાર મળે ત્યારે મને મળશે, તે મને સારૂં લાગશે. મારો દોઢ મહિનાનો પગાર છે પણ મને ખબર છે કે કેટલાકનો ત્રણ ત્રણ મહિનાનો પગાર ચઢેલો છે. જેમ કાયદાથી બધાને આપો ત્યારેજ મનેબી આપજો"

"કાયદાથી નોકરોના પગાર પેહેલાં આપવા પડશે. થોડા દહાડા રહીને બધાને મળશે, પણ તમો બાઇ માણસને સગવડ કરવા હું હમણા અપાવવા તૈયાર છું. બોલો કેટલા રૂપીઆ તમારા થાય છે?"

"નહીજી, માફ કરો. હું તમારો ઉપકાર માનું છ, પણ જેવો સૌનો શાહ તેવો વહુનો શાહ. હું કાંઇ દેવનું ડોકું નથી, કે મને પેહેલાં મળે. વળી આટીડા અને બૈરાં બધાં સરખાં. આ બીજા મરદોને પગાર નથી

મળ્યો, અને મને બાઈ માણુસ સમજીને પહેલાં આપો તો આ બીજાઓને ગેરઇનસાફ કરવા જેવું થશે."

"કાંઇ નહી, બાઇ, હું એમ સમજ્યો કે તમે બિચારાં ગરીબ તે તમને પૈસા ખરચવા માટે જોઇએ."

"નહીજી, હું ગરીબ શાની ! મારાં કરતાં બિચારાં કેટલાં વધારે ગરીબો લાખોની સંખ્યામાં પડેલાં છે. હું ખુદાનો ઉપકાર માનુંછ કે મને એટલી કંગાળ હાલતમાં મુકી નથી," એમ કહીને મેહેરાં ત્યાંથી ઉતરીને ત્રામમાં બેઠી.

મી૦ દોરાબ વાડીઓ આ છોકરીનો ધાટધટમ જોઇને અંજાઇ ગયો હતો. તે બેઠો બેઠો ફક્ત મેહેરાંનો વિચાર કરવા લાગ્યો, કે "આ છોકરીની હાલત દેખાઇતી ગરીબ લાગે છે, તે છતાં પોતે પોતાની ગરીબાઇ બાહેર જણાવવા માગતી નથી. વળી એ કેટલી સંતોષી છે, ને વળી કેવી ડાહી ને શીખેલી લાગેછ ! વળી મારા ઉપકારમાં આવવા તદન નારાજ હતી ! આહા ! હવે જો એ મને પાછી મળે તો હું બેધડક કહું કે બાઈ તમારા જેવી ડાહી છોકરી મારી બાઇડી થવાને લાયક છે! કેવી ઘર શોભાઉ! કેવી ડાહી! કેવી સ્યાણી ! કેવી શરમાળ ! કેવી રીતભાતવાળી વળી કેવી મર્જાદાવાળી ! અફસોસ ! મન લાગે છે કે એણે સારો વખત દીઠેલો હશે, પણ હમણા તો ખાવાના પણ વાખા દીસે છે !"

દોરાબ વાડીઆએ આખો દહાડો મેહેરાંનો ખ્યાલ ચાલુ રાખ્યો હતો. તે પોતાના મનને પૂછયા કરતો હતો, "શું આ છોકરી ગરીબાઇની ઘંટીમાં પીસાતી હતી નહી ? શું તેણી ભૂખી નહી હતી ?" આ બે સવાલો દોરાબ વકીલના મનમા પાછા અને પાછા ઘોળાયા કરતા હતા.

એમાં તો કશો શક ન હતો કે મેહેરાંને પુરૂં પાધરૂં ખાવાનું મળતું હતું નહી, અને બેશુદ્ધ થઇ પડી તેની અગાઉ ફકત ચાહ પીધેલી હતી.

ત્રામમાંથી ઉતરીને પોતાને ઘરે જતાં રસ્તે એક ચોક્કસ ઇરાનીની દુકાનેથી હમેશાં ઇંડા પાઉં વગેરે જે જોઇએ તે તેણી ખરીદતી હતી, તેમ તેણીએ તે દિવસે પણ ઇંડા પાઉં લીધાં, પણ પૈસા આપવા માટે ગજવામાં હાથ ઘાલ્યો, ત્યાં પાકીટ હતી નહી, પાકીટ ગુમ થઇ ગયલી લાગી, ત્રામમાં કોઇએ પાકીટ તેણીનાં ગજવામાંથી ચોરી લીધી હતી.

સંકટ આવે છે ત્યારે એકલું આવતું નથી, સાથે પોતાના સોબતીઓને લેતું આવે છે, તે પ્રમાણે મેહેરાનાં સંકટમાં આ નવી પુરવણી ઉમેરાઇ. તેણીની પાસે 'ફુલુસ' ઘટવા આવ્યાં હતાં, અને પાકીટ ગુમાઇ ગઇ અને તેણીનું સંકટ અધુરૂ હતું તે પુરૂં થયું હતું.

" બાઇ, આ બધું પાછું રાખ, ત્રામમાં કોઇ મારી પાકીટ ગજવામાંથી કાહાડી ગયું !" મેહેરાં રડવા જેવી થઇને બોલી.

"કાંઇ ફિકર નહી, બાઇ, લઇ જાઓ, પછી જોઇએ ત્યારે પૈસા આપી જજો," ઇરાનીએ મેહેરાંને કહયું.

" નહી' બાઇ, હું એમ કદી કોઇ પાસે લેતી નથી. બસ મને બે દોઢીઆંનું પાઉં આપ" એમ કહીને છુટાં બે દોઢીઆં ગજવામાંથી નિકળ્યાં તેનું પાંઉ લઇને બાકીનું બધું ઇરાનીને ત્યાં મુકી ચાલતી થઇ.

પાઉંનું પડીકું લઇને તેણી પોતાનાં માળ ઉપર ચઢી. જોય છે તો બારણું ઉઘાડું હતું. બારણું બંધ કરીને ઘરવાળીને તેણી દરરોજ કુંચી આપી જતી હતી, તેમ આ વખતે પણ આપી ગઇ હતી, તે છતાં બારણું ઉંઘાડું કેમ ? બારણું બંધ કરતાં તેણી ભૂલી ગઇ હતી કે કેમ ?

પણ પોતાના ઓરડામાં જઇને જુએ છે તો શેહેરાં, તેની સુરતી પડોસણ શેહેરાં, પેલા માકાશાહની પૌત્રી શેહેરાં, પેલા વજીફાની વારસ શેહેરાં, તેણીને એકદમ વળગી પડી, અને બોલી, " કેમ મેહેરાં ! આ જે

હું તને મળીશ એવી આશા તેં સ્વપ્ને પણ રાખી હતી ? સુરતની ખબર કાંઇ છે કે નહીં ? વાહ, મેં ચાર કાગળ લખ્યા પણ તારા જવાબનું કશું ઠેકાણું નહીં ! તેં ઘર બદલ્યું તે વિષે મને લખ્યું કેમ નહીં" ?

" શેહેરાં, હું મારી જંજાળમાં એટલી રોકાયલી રહું છું કે કાંઇ વખત ફાજલ પડતો નથી, " મેહેરાંએ બહાનું કાહાડયું અને પાઉંનું પડીકું ઢોલકી ઉપર મુકયું, અને પછી બોલી, " શેહેરાં તને મારૂં ઘર નહી ગમશે. બેસવાની ખુરશી તો શું પણ એક પાટલો બી નથી ! કયાં તારો રાચરચીલા સાથનો બંગલો, અને કયાં મારૂં કંગાળ કાતરીઉં ! "

શેહેરાંએ મેહેરાંને આગળ બોલતી અટકાવીને કહ્યું, " મને તારા ઓરડા અને ફરનીચર સાથે કાંઇ કામ નથી. મને તારાં કાતરીઆં સાથે શું કામ છે ? મને તો તારી સાથે કામ છે. ડીઅર મેહેરાં, તને શું છે ? તારૂં મોહું કેટલું બધું ઉતરી ગયું છે ! ને વળી કાંઇ સોરાયલી સુકાયલી લાગે છે ! શું મુંબઇનું પાણી તને માફક નથી આવતું ? પણ ડીઅર મેહેરા, તને ખબર છે કે મારા બપાવાજી તો ગુજરી ગયા, અને હું હવે એકલી પડીછ ! અલબતાં, બપાવાજીનાં મરણથી મને પુષ્કળ દિલગીરી પેદા થઇ છે, તે છતાં એક રીતે હું ખુશી છું કે મારી મરજી પ્રમાણે ચાલવાને હવે હું છુટી છું. "

મેહેરાં ચુપચુપ બેસીને શેહેરાંની વાત સાંભળતી હતી. મનમાં તે સરખામણી કરતી હતી કે કયાં રાજા ને કયાં રંક, તેમ કયાં શેહેરાં ને કયાં મેહેરાં. તેણી પોતાના મનમાં સવાલ કરતી હતી કે શેહેરાં સાથે દોસ્તી કેમ રાખી શકાય ? કહેવત છે કે મોટી માછલી નાનીને ગળી જાય, તેમ મોટા સાથે દોસ્તી રાખતાં તણાઇ મરવું પડે.

"પણ મેહેરાં, મારા બપાવાજીએ કાંઇ વિચિત્ર વિલ કીધું છે, અને હાલ તો તેને મેં પડતું મેલ્યું છે ! હું બધી વાત આસ્તે રહીને તને કહીશ ! ;

હાલ તો હું મુંબઇ આવીછ ને મુંબઇમાં થોડા દહાડા રહેવા માંગુંછ ! હું તને શોધતી આવી તેનું કારણ કે તને હું મારી સાથે રાખું. આપણે સાથે મજાહ કરીશું. !"

મેહેરા જવાબ આપવા જતી હતી, પણ તેણીની જભા ઉપડી શકી નહીં જવાબને બદલે તેણી એકદમ રડી પડી. તેણીની છાતી ભરાઇ આવી હતી અને તેથી તેણીથી બોલી શકાયું હતું નહી. આ જોઇને શેહેરા સમજી ગઇ. તેણીએ મેહેરાંની સાડી, તેણાનો બદલાયલો ચેહરો, તેણીનો લગભગ ખાલી ઓરડો, તેણીના હાથમાં પાઉંનું પડીકું, તેમજ બીજું બધું જોઈ લીધું હતું, અને ઘણી બાહોશ હોવાથી સમજી ગઇ હતી કે મેહેરા ગરીબાઇના અણીઆળા દાંતાવાળાં ચક્કર તળે કચડાઇને દુ:ખી થતી હતી, અને તેથી ધિરજના માયાળુ શબ્દો વડે ખરા અંતઃકરણથી તેણીને દિલાસો દીધો.

"મેહેરા, તું મારી બેન છે એમજ સમજ ! મને એક માયાકુળ બેનની બહુજ ગરજ છે? વાહાલી એમ રડ ના ! ચાલ, ઉઠ, બેન, તું મોહું ધો, અને કપડાં બદલ. આપણે સાથે ફરવા જઇએ જરા વૉક લઇશું તો ટેબલપર આવા ગમશે."

મેહેરાને શેહેરાના દિલાસાથી ઘણોજ સધ્યારો મલ્યો. તેણીએ આંસુ નુછી નાખીને કપડાં બદલ્યાં. હવે મેહેરાંના સંકટના લાંબી ગલીનો છેડો આવ્યો કે નહીં તે જોઇશું.



# પ્રકરણ ૧૧ મું.

## હરામખોરી નહીં જોઈએ.

પૈસાનું પુછડું થઇને આઇતા પર કોઇનું
મારીને-મજાહ કરવા મને નથી જોઇતું.

પેહેલાં, શેહેરાં સાથે બાહેર ફરવા જવા મેહેરાં નાખુશ હતી, તેનું કારણ તેણીની પાસે સારાં કપડાંની કોતાઇ હતી. પણ શેહેરાંએ તેણીને ખુલ્લાં દિલથી જણાવ્યું કે, "મેહેરાં તું ગરીબ છે તે હું જાણું છું તે છતાં હું તને છોડનાર નથી. વળી તારી પાસે હાલ જે મોજુદ હોય તે પહેર, હું કાંઇ મારી ગરીબડી બેન સાથે ફરવા જતાં શરમાઉં એવી હલકી નથી! હું તને એકવાર ફરીથી ભાર મુકીને કહું છું કે હું તને તારી ભલાઇ માટે ચાહું છું, તારાં કપડાંને માટે તને ચાહતી નથી."

આ પ્રમાણે તેઓ બાહેર નિકળ્યાં અને એક વિકટોરીયામાં બેઠાં, અને તે એપોલો બંદર ઉપર ચલાવી ત્યાં ઉતરીને થોડીવાર ફરવા પછી, શેહેરાં મેહેરાંને લઇને રાજા એડવર્ડના પુતલાં પાસે આવેલી જાણીતી કોર્નેલીઆની દુકાને આઇસક્રીમ ખાવા ગઇ ત્યાં શેહેરાંએ એક બે રૂપીઆનો ખુરદો ખરચી નાખ્યો. આ સઘળો વખત શેહેરાં મનમાં મેહેરાંનોજ વિચાર કરતી હતી, અને કેવી રીતે સહાય થવું તેનો ખ્યાલ કરતી હતી. મેહેરાંની આંખમાં પડેલાં ઉંડા ખાડાઓ, બેસી ગયલા ગાલો, ફિક્કાફચ થયલા હોઠો, ચીમરાઇ ગયલો ચેહેરો, વગેરે તેણીનો હાલ મુગે મોઢે બારિકાથી તપાસીને પોતાનાં દિલમાં એવાં છેવટ ઉપર આવી હતી કે આઠ મહિનામાં મેહેરાં ઉપર પડેલી હાડમારીની નીશાનીઓ અચૂક છે, માટે તેણીને મદદની ઘણી જરૂર છે. જોકે મેહેરાં સુઘડતાઇ અને સફાઇના નિયમોથી પુરતી વાકેફ હતી, તે છતાં તેણીનાં ઠીગડાંવાલાં બુટ, હાથે ધોયલો સદરો, રંગ ઉડી ગયલી સાડી, વગેરે ગવાહી પુરતાં હતાં, કે મેહેરાં પાસે દોઢીઆં ખુટી ગયાં હતાં, અને તેણી તંગીમાં હતી.

શેહેરાંએ બનતી કોશશે પોતેજ તે વાત ચલાવીને મેહેરાંનું મન રોકી રાખ્યું. એક બે વાર શેહેરાંએ પૂછ્યું હતું કે 'મેહેરાં, તું માંદી તો નથી ?' પણ ના–નો જવાબ મળવાથી શેહેરાંની ખાતરી થઇ હતી કે, જે વખત જાય છે તેમાં મેહેરાં પોતાનું દિલ ખોલશે. પોતેજ પોતાની વાત કરે તો સારૂં, એમ ધારીને શેહેરાંએ તેણીના જખમી દિલને સવાલોની સતાવણીથી વધુ સતાવવાના હાલ તુરત અખાડા કરવાનું ડહાપણ વાપર્યું હતું.

"મેહેરાં, હાલતો હું મુંબઇમાંજ રહેવા માંગું છું. જ્યાં સુધી મારા વકીલો બપાવાજીના વિલનો ફડચો કરે નહીં, ત્યાં સુધી મારે મારી વાડીમાં પગ મુકવો નથી. હાલ તુરત હું ફરી હરી લઉં, પછીની વાત પછી."

"પણ એ બધું હવે તારૂં કે નહીં ?" મેહેરાં આતુરતાથી પૂછવા લાગી.

"બેન એ વાત લાંબી છે. તું ગઇ પછી શું બન્યું તેથી તું તદન અંજાણ છે. હું બધું લખીને તને વાકેફ કરવાની ધારણા રાખતી હતી, પણ તેટલાં એક પછી એક અડચણ નિકળી, અને પરવાર મળી નહી. મારા ઘરે ચાલ, ત્યાં હું તને બધું કહીશ. તું હાલતો મારી સાથે ચાલ મારે ત્યાં સુવા બેસવાની સઘળી સગવડ છે. મેં ચોપાટી તરફ એક ફરનીચરવાળો બંગલો ભાડે રાખ્યો છે આગુસ્તા નામની એક બુઢી આયા રાખી છે. તે ચાહપાણી કરે છે તેમજ બધું રાંધી જાણે છે. તે ઉપરાંત બીજાં બે માણસો રાખેલાં છે."

"નહીં શેહેરાં, મને તું મારા ઘરે જવા દે ! ગમે તે હોય, પણ હું કયાં, ને તું કયાં ! તારી સાથે હું રહું અને તને બોજા સમાન થઇ પડું તે મારા વિચારથી ઉલટું છે ! તારી બરાબર હું ખરચી શકતી હોવું, તો તારી સાથે રહું ને સાથે ફરૂં તો તને અને મને બન્નેને શોભા

લાગે! નહીં તો બલ્કે, તારી દાસી કે ચાકરડી જેવી લાગું અને તેથી મને સારૂં નહીં લાગે ?"

"નહીં! મેહેરાં, તું મને ઘણી ગમે છે મને તારા ડ્રેસનો કશો વાંધો નથી, અને તેનું પણ થઇ રહેશે. ચાલ હિઅર મેહેરાં, મને દિલગીર ના કર. આજે રાતે મારા ઘરે રહેજે પછીનો બંદોબસ્ત કરી લઇશું."

આ બન્ને મિત્રણો રિફ્રેશમેંટ લઇ રહ્યા પછી શેહેરાંએ આંકડો ચુકવી આપ્યો, અને તેઓ ત્યાંથી ઉઠવાની અણીપર હતાં, તેટલાં એક ઇશ્કી જવાન પાસેની ખુરસી ઉપર આવી બેઠો. તે ઇંગ્રેજી પોશાકમાં હતો. તેણે આ બન્ને લેડીઓને જોઇને પોતાની ટોપી ઉતારી, અને મેહેરાંને જોઇને વિચારમાં બેઠો. તેઓ બન્ને પછી ત્યાંથી નિકળીને ગાડીમાં બેઠાં.

"એ કોણ? મેહેરાં એ તનેજ જોયા કરતો હતો!" શેહેરાં ભોળાઇથી પૂછવા લાગી, અને પછી બોલી, "તને ઓળખતો હોય એમ લાગે છે!"

"મેં પણ એને કોઇ જગે જોયોછ! આહ ખરા! એનું નામ દોરાબ વાડીઆ છે. એ સોલીસિટર છે." મેહેરાંએ પણ ભોલાઇમાં જવાબ દીધો.

"વાડીઆ સોલીસીટર, મારા બપાવાજીના સોલીસિટરનું નામ પણ વાડીઆ છે, પણ તેવણનું નામ દોરાબ નથી તેવણનું નામ પેશતનજી છે. હશે, જે હશે તે—ચાલો."

"હા, પેશતનજી એના બાવાનું નામ. તમારા વકીલનો એ દીકરો થતો હોય તો? મેં એને એકજ વખત જોયો હતો," એમ બોલતાં મેહેરાંના મોં ઉપરનો રંગ બદલાયો.

"મને ખબર છે ત્યાં સુધી મારા વકીલ પેશતનજીનો દીકરો પંજાબ તરફ કોઇ ઉંચા ધારાશાસ્ત્રીના ઓધ્ધાપર ગએલો હતો, પણ મેં સાંભળ્યું છે કે તે ત્યાંથી નોકરી છોડી દઇને થોડુંક થયું મુંબઇ આવેલો છે. મેં તેને નજરે જોયો નથી, તેથી તે એ કે બીજો તે કહી શકતી નથી, "શેહેરાં બોલી—

" કાંય, મોટો ઓધ્ધો છોડી દેવાનું કારણ ?" મેહેરાંએ કાળજીથી સવાલ પૂછ્યો.

" એના બાપને એની ગરજ હતી. પોતાની સોલીસિટરની પેઢી ઉપર મદદ કરવા માટે તેને બોલાવ્યો છે. આજે બાપની દરકાર કેટલા દીકરા કરે છે ? પણ એ છોકરાએ પોતાના બાપને ખાતર પોતાનો મોટો ઓધ્ધો છોડી દીધો છે. જો એ મારા સોલીસિટરનો દીકરો થતો હશે, તો મને હવે વારંવાર કામકાજ માટે એ લોકની આફીસમાં જવું પડશે ત્યાં એનો મેળાપ થશે."

મેહેરાં પોતાના મનમાં બબડી. " પણ મારી સાથે હવે મેળાપ નહી થાય તો સારૂં" " તેણી કાપડની દુકાનમાં જયારે બેશુદ્ધ થઇ ગઇ હતી તેવારે આ દોરાબ વાડીઆએ તેણીની માવજત કરીને હુશીઆર કરી હતી, તેની યાદ મેહેરાંના દિલમાંથી ભુસાઇ ગઇ હતી નહીં. વળી તેણીએ તેની મદદ કરવાની દરેક ઓફર કેવાં બહાનાં કહાડીને નામંજુર રાખી હતી, તેનો એકેએક શબ્દ તેણીના દીલમાં કોતરાઇ રહેલો હતો. આ વખતે શહેરાં કરતાં ઉતરતી પંકતીનો ડ્રેસ કરેલો હોવાથી તેણી મનમાં વિચાર કરવા લાગી કે " રખેને વળી મારી ગરીબ હાલત ઉપર એનું ધ્યાન ખેંચાય !"

આ પ્રમાણે ગાડીમાં વાત કરતાં તેઓ ચોપાટી આવી લાગ્યાં. ગાડીમાં ખાનગી વાત કરવી નહીં, એવી તાલીમ શેહેરાંના ખટપટીઆ

બપાવાએ આપી હતી, અને એકવાર ટેવ પડી તે હમેશાં રહી જાય છે. શેહેરાંએ તેટલા માટે ગાડીમાં પોતાની ખાનગી વાત કાંઇ કાહાડી હતી નહીં, અને તેથી તેઓ ગાડીમાં ઘણું કરીને ચુપ બેઠાં હતાં. મેહેરાંએ દોરાબ વાડીઆનો ચાલુ વિચાર કર્યો હતો. અને શેહેરાંના મનમાં ફકત મેહેરાં રમ્યા કરતી હતી, કારણકે મેહેરાંના અફસોસમાં તેણીનો ભાગ હતો.

રાત્રે જમી રહ્યા પછી શેહેરાંએ મેહેરાંને વાતે બેસાડી, અને પૂછ્યું, "મેહેરાં, માફ કરજે, તને યાદ આપીને તારૂં દિલ દુઃખી કરવા માગતી નથી, પણ મને પૂછ્યા વિના ચાલતું નથી કે તારા ભાઇની શી ખબર!"

"કોણ જાણે! હું શોધતી શોધતી ગઇ અને મને ઘર જડયું ત્યારે તેઓ ત્યાં નહીં હતાં. ઘરવાળીએ કહ્યું કે એ લોક ખાલી કરી ગયાં. તેનું નવું ઠેકાણું કોઇને ખબર નથી. તે શું કરેછ ને કયાં છે તે ખુદાને ખબર!"

"કદાચ, તે તને લખતો હશે અને તને કાગળ મળતાં નહીં હશે!" શેહેરાં બોલી.

આ વાતથી મેહેરાંની આંખમાં પાણી ધાઇ આવ્યાં, તે શેહેરાં સમજી ગઇ, તેથી તેણીએ આ વાત પડતી મેલી. થોડી મિનિટ બન્નેની વચ્ચે ચુપકીદી પ્રસરી રહી, પણ તે ચુપકીદીને તોડનાર મેહેરાં હતી.

"શેહેરાં, આજે તેં બોહોલી કીધી, માટે હું અહીં આવી. હવેથી મને તું બોહોલી કરતી ના. હવે પછી હું તારે ત્યાં નહી આવું. તારા ઘરમાં હું શોભું નહીં."

"કેમ! મારાથી તને કંઇ અપમાન તો નથી થતું? મારા બોલથી કાંઇ ખોટું થયું છે?" શેહેરાં દિલગીર થઇને પુછવા લાગી—

"નહી તેવું કશું નથી ! મેં તને કહ્યું તેમ તારા અને મારા દરજ્જા વચ્ચે બહુ ફેર છે, તેથી આવા ઘરમાં મને રહેવું પાળવે નહીં. મારાં જેવાં તેવાં કપડાંથી તારી સોબતી તરીકે હું નહી રહી શકું. ફરવા હરવા હું તારી સાથે હવે કદી આવું નહીં, વાસ્તે સૌથી સરસ માગ આ છે કે તું મને પડતી મેલ. વળી તું પૈસા ખરચે અને હું જોયા કરૂં તે મને ઘણું નઠારૂં લાગે. આજે તેં પૈસા ખરચ્યા તેથી મારા બરડે પાણી ઉતર્યું. મારી પાસે જો પૈસા ગજવામાં હોત, તો હું ગાડીવાળાને ભાડું જરૂર આપત, અને આઇસક્રીમના મારા પૈસા તને કદી આપવા દેત નહી ! કોઇ મારા વાસ્તે પૈસા ખરચે, તેથી મને નિચું જોવું પડે છે !"

"તારી પાસે પૈસા નથી એ હું કબુલ કરૂં છું, તારી દોસ્તી માટે હું આતુર છું તે છતાં તું મને તરછોડી કહાડશે ? ફકત તારી પાસે પૈસા નથી એટલાજ માટે મારો ચાહ છતાં તું મને તારી સંગત નહી આપશે ? " શેહેરાં ખરા અંતઃકરણથી કરગરીને પુછવા લાગી.

"જો, શેહેરાં તું જાણે છે તો ખરી કે મોટાંની સુજે ન્હાનાં ચાલે તો મરે નહીં તો માંદાં પડે. આ કહેવત તું જાણતી તો હશેજ. મોટું વહાણ ભરદરીએ જાય તો તરી શકે પણ તેમ જો ન્હાનું વહાણ ભરદરિયે જવાની હિમ્મત કરે તો જરૂર ડુબી જાય. આટલા ઉપરથીજ સમજ કે તારી દોસ્તી મને કેટલી મોંઘી અને ભારી પડે." મેહેરાંએ જવાબ દીધો.

"મેહેરાં, આ બધી તારી ડાહી ડાહી વાતો છે, પણ આમાંનું તું મને કશું લાગુ પાડી શકશે નહીં. હું તદન જુદી રકમનું માણસ છું," શેહેરાં બોલી.

"હું તને ખુલ્લું કહુંછ તેથી વખતે તને ગુસ્સો લાગશે, પણ હું શું કરૂં ? નાચાર છું ! હું તારે લાયકની સહી હોતે, તો હું તારી સાથે ફરતે," મેહેરાં રડમસ ચેહેરે બોલી.

" મેહેરાં, તારી વાત બધી અહરાગાત ભરેલી છે. ફિલસુફો વચ્ચે આવી વાતો થાય તો સમજ્યાં. તારી પાસે પૈસા નહી હશે, પણ મારી પાસે છે. હું તારા પૈસાની ભૂખી નથી. મેં તને કહ્યું તેમ હું તારી દોસ્તીની ભૂખી છું. તું શું ખરૂં કહે છે કે તારી પાસે પૈસા હતા તે બધા ખલાસ થયા, ? તારી સાથે તું સાડી કપડાં લાવી હતી તે કયાં છે ?"

" હા, તું મને ગમે તે પૂછ, હું તને બધું ખરૂં કહોશ. મારી હાલત તારાથી છુપાવવા માંગતી નથી. તું જો મને મળી નહીં હોતે, તો હું બે દોઢિયાંના પાઉં સાથે ચાહ પીને ખુદાની શુકર ગુજારી કરીને સંતોષથી સુઇ જતે. હું સુરતથી અઢીસો ઉપર રૂપીઆ લાવી હતી, તેમાંથી મેં આઠ મહિના જેમ તેમ ગુજરાન કર્યું અને હવે મારી પાસે પાંચ આના છે."

" અને હાલ તું કોઇ જગે નોકરી નથી ?" શેહેરાંએ પૂછ્યું.

"માહા મુશકેલીએ એક કાપડની દુકાન ઉપર વેચાણ કરવા નોકરીએ રહી હતી, પણ ત્યાંનો કારોબાર લખલુટો હતો, અને આજે સહવારે દુકાન સરકારના હાથમાં ગઇ છે, કારણ કે મારા શેઠે નાદારી કોરટનો આશરો લીધો છે. મારો દોઢ મહિનાનો પગાર ચઢેલો છે, તે પછવાડેથી મળશે ખરો, પણ હાલ તો હું દોઢીઆં વગરની થઇ છું. વળી કહે છે કે સંકટ એકલું આવતું નથી તે ખરૂં લાગે છે. આજે સહવારે ત્રામમાં ઘેર પાછી ફરી, ત્યારે ત્રામમાં ગજવામાંથી કોઇ પાકીટ કાહાડી ગયું, તેમાં થોડા પૈસા હતા."

" વારૂં, તું સુરતથી આવી ત્યારે સાડી કપડાનાં ગાસડાં લેતી આવી હતી. એમ હું જાણું છું," શેહેરાં પૂછવા લાગી.

" હા, ખરૂં છે. મુંબઇમાં રહેતાં નાચારીએ એકલાં જીવે ૨૫–થી ૩૦ રૂપીઆ જોઇએ છે. થોડું ઘણું મને વેચવું પડયું છે, અને થોડાં કપડાં ઉપર સોહલને આપવા રૂપીઆ ઉછીના લીધા છે," મેહેરાંએ ખુલાસો કર્યો.

"બેશક, મેહેરાં, તું ઘણી કરકસરથી રહી છે? આ બધી તારી વાત ખરી છે! પચીસ કે ત્રીસ રૂપીઆ મારા હાથમાં પચીશ ત્રીસ કલાક નહી રહે!"

"ત્યારે, તુંજ જો, શેહેરાં, કે હું તારી સાથે ફરી હરી કેમ શકું? હું કાંઇ તને ધીક્કારતી નથી, હું સમજું છું કે તું મને બેન તરીકે ગણેછ, પણ મારી મતલબ તું હવે બરાબર સમજી? " મેહેરાંએ પૂછ્યું.

"હા, હું તારી મતલબ બધી સમજું છું. તું મારી સાથે ફરે તેમાં તને ખરચ શા માટે કરવો જોઇએ? બધો ખરચ હું કરીશ. એમ સમજ કે હું તારી સગી બેન છું. એમજ સમજને તું મારી સાથે રેહ. વળી તને પાકીટ ખરચના મહીને દહાડે એકસો રૂપીઆ અપાવીશ. તેમાંથી તું ગમે તેમ તારા જીવે ખરચી શકશે," શેહેરાંએ કહી સમજાવ્યું.

"નહી, હું એવી રીતે તારા ઉપકારમાં રહું નહી! મને માફ કર! મેહેરાં રડવા જેવી થઇને બોલી.

"ત્યારે સમજ! મારો સોલીસિટર મી૦ વાડીઆ કહે છે કે મારા જેવી જવાન છોકરીને માટે એકલું રહેવું સલાહકારક નથી. બપાવાજી મોટી દોલત મુકી ગયા છે. મારો સોલીસિટર મારે માટે એક લેડી 'કમ્પૅનીઅન'ની શોધમાં છે. ત્યારે તું મારી "કમપૅનીઅન" તરીકે મારી સાથે રહી શકશે. મારા બપાવાની પુંજીમાંથી તને પગાર મળશે. તારૂં કામ એટલુંજ કે મારી દેખરેખ રાખવી અને મારી સંભાળ લેવી, અને હું જ્યાં જાઉં ત્યાં મારી સાથે આવવું"

"મને સો રૂપીઆ ઘણા થશે. ત્રીસ ચાલીશ રૂપીઆમાં રેહવા હું તૈયાર છું," મેહેરાં બોલી.

"ત્રીસ ચાલીશ શા વાસ્તે ! તને હું આગળ રહાને સો રૂપિયા અપાવીશ. તું જો મારી પગારદાર કમ્પેનીઅન તરીકે રહેવા ખુશી હોય તો તેમ, પણ કોઠબી રવેસે હું તને મારી સગી બેન તરીકેજ ગણીશ," શેહેરાં આ ગોઠવણથી ખુશી થતી મેહેરાંને વળગીને કોટી કરીને એક 'કીસ' કરતી આમ બોલી.

---

## પ્રકરણ ૧૨ મું.

### વિચિત્ર વિલ.

જો સુધરેલા જમાનામાં ડોસાનું ડહાપણ ન ટકે;
તો રહેમ દિલ છોડી મારે, વિરૂધ વિલના ફટકે.

શેહેરાંએ મેહેરાંને પોતાની સાથે રાખવાની સઘળી ગોઠવણ કરીને પછી વાત આગલ ચલાવી.

"હવે, મેહેરાં, મારા મરહુમ બપાવાજીનાં વિચિત્ર વિલ વિષે વાત કરૂં તે સાંભળ."

"હા, બોલ, હું તો એમજ સમજતી હતી કે બધું તનેજ આપી જશે. એવણનું બીજું કોઇ સગું વાહાલું છે ?

"હા, છે. એક વર્ષ સુધી હું દોલત વાપરૂં એમ લખી ગયા છે. એટલે એક વર્ષ સુધી નસિબમાં મજાહ લખેલી છે. જો તારી આગળ પહેલેથી વાત કરૂં, તો તું સમજી શકશી. વળી વાતમાં ગુંચવાડો છે. પહેલે મારે તને જણાવવું જોઇએ કે મારો એક સગો હેયાત છે. મારા બપાવાજીના ભાઇની દીકરીનો દીકરો, જેનું નામ જાલ પરવીઝ છે. મેં તેને કોઇ દહાડે દીઠો નથી."

" ઍંહ ! હું તારા બપાવાનું વિલ થોડું ઘણું તારા વગર કહેવે સમજી," ચતુર મેહેરાંએ ટાહુકો પૂર્યો.

" જો, મેહેરાં, મને વાત કરવા દે, અને વચ્ચે મને છેડતી ના," શેહેરાં મેહેરાંની ચતુરાઇ પામીને કહેવા લાગી.

"પણ, બપાવાએ તને તેની સાથે પરણવા કહ્યું હોય, તો હા કહી દેવું હતું, " મેહેરાંએ શેહેરાંને ખુશ મશકરી માટે છેડવાનું ચાલુ રાખ્યું.

" હે, વળી તું પણ અક્કલની દોઢચતુર, તેની સાથે પરણવાની ભલામણ કરે છે? કેમ હા કહું ? કોઇ દહાડે વાત થયલી નહીં, ને કોઇ દહાડે જોયલો એ નહીં. મેં તો બપાવાજીને સાપ્ સાફ આડા હાથ કરીને ના પાડી કે એ વાત કદી બનશે નહીં. મેં કહ્યું કે જોઇએ તો મને વારસામાંથી બાતલ કરો. મારા પીત્રાઇ સાથે લગ્ન કરૂં અને રીતમાં વાડીવજીફો સાથે લેતી જાઉ, એ તો એમ થયું ! બપાવાજીએ મને વારે ઘડીએ હા ભણાવવાની ઘણી કોશેશ કરી જોઇ, પણ હું એકની બે થઇ નહી. બપાવાજીના મનથી એ બધી વાત સારી હતી, પણ મને તો એમાં કશુંએ વાજબી કે અક્કલભરેલું દિસ્યું નહી."

" તારા બપાવાના જમાનામાં છોકરાંઓનાં લગન માબાપ ગોઠવતાં હતાં, તેથી તારા બપાવાને એ વાત સારીજ લાગે," મેહેરાંએ શેહેરાંના વિચાર સાથે મળતી થઇને વચ્ચે ટાહુકો પુર્યો.

" તું કહે છે તે તદન ખરૂં છે. બપાવાની વાત ઉપરથી જણાય છે કે તેવણના લગ્ન પણ તેવણના બાપે ગોઠવ્યાં હતાં, પણ મેહેરાં, બપાવા કહેતા હતા કે જાલ પરવીઝ મને જોયા વગર કે ઓળખ્યા વિના વાડીવજીફાને લીધે મારી સાથે પરણવા તૈયાર થયો છે, એ કેવી વાત !"

" પૈસાને પરણનાર પુરૂષોની હમણાં કયાં ખોટ છે?" મેહેરાંએ વળી એક ટાહુકો ઉમેર્યો.

"પણ સાંભળ, બપાવાનું કંઇ ચાલ્યું નહીં ત્યારે છેડાઇને વિલ કરી ગયા છે. જે વીસમી સદીના સુધારાને ન છાજતું છે. ઘણું તો ઓગણીસમી સદીની શરૂઆતમાં એવું વિલ થાત તો વખતને અનુસરતું કહેવાત. હું તો આમ સમજતી હતી કે બપાવાજી આજના જમાનાને લાયકના કેળવાયલા છે, પણ છેલ્લી ઘડીએ બુઢાપણાનાં ચેડાં કહાડયા વિના રહ્યા નહિ."

"પણ વિલ શું છે તે તો તું કહેતી નથી, અને વચ્ચે બીજી બીજી વાત લંબાવ્યા કરેછ!" અધીરી બનીને મેહેરાં પુછવા લાગી.

"મી૦ પેરતનજી વાડીઆ સોલીસિટરને ટ્રસ્ટી નેમ્યા છે, અને લખી ગયા છે કે જાલ પરવીઝ અને હું બન્ને જણ લગનના ગાંઠથી જોડાવા ના પાડીએ તો બધું વેચીસાટીને પૈસામાંથી બેવકુફને રહેવા ચાલી બંધાવવી. મેં હસતાં હસતાં વાડીઆ સોલીસીટરને પૂછી જોયું છે કે એ ચાલમાં રહેવા મને એક ઓરડો મળશે કે? કારણકે જાલને પરણવા મેં ના પાડી ત્યારે બપાવાજી મને મોટી બેવકુફ સમજતા હતા. મારા સવાલનો જવાબ સોલીસિટર સાહેબ હસીને ખાઇ ગયા."

"શેહેરાં, વળી તું મૂળ વાતથી આડી ફાટી." વિલમાં શું હતું તે બધું જાણવાને મેહેરાંની અધીરાઇ વધી, તેથી તેણીએ શેહેરાને વિલ સંબંધી વાત આગળ ચલાવવા કહી.

"વિલમાં બેઉ જણને વિચાર કરવા એક વરસ મળ્યું છે. બપાવાની વરસી સુધી વાડીવજીફા, અને બધી દોલતની આવક, વ્યાજ, બધું મને મળે. તેટલા વખતમાં મી૦ વાડીઆ સોલીસિટર જાલને મારી સાથે ઓળખાણ કરાવે, અને જો અમે પરણવા ખુશી હોઇએ, તો અમને બંન્નેને બધું મળે."

"પણ એક જન ખુશ હોય અને બીજું નાખુશ હોય તો? મેહેરાંએ પૂછ્યું.

"જો હું નારાજ હોવું તે છતાં જાલ મને પરણવા તૈયાર હોય તો બધું તેને મળે, પણ તે મને વરસ દાહાડે પાંચસો રૂપીઆ મારા ગુજરાનના અર્થે આપે. જો હું જાલને પરણવા ખુશી દેખાડું અને તેની ખુશી ન હોય, તોપણ તેને વીસ હજારનો વારસો મળે અને બાકીનું બધું મને મળે."

"બેશક વિચિત્ર વિલ! માકાશાહ બડા પાક્કા હતા, એમાં તો કશો શક નથી લાગતો!"

"હા, વિચિત્ર વિલ તો ખરૂંજ! પણ સુરતમાં લોકો મારે માટે વાત કરે છે કે છોકરી બપાવાના કહ્યાંસર નહી ચાલી, તેથી માકાશાહને આમ કરવાની ફરજ પડી! તું જાણેછ, મેહેરાં, હું તો બપાવાજીનો પડતો બોલ ઉંચકી લેતી હતી. ફકત આ ગંભીર બાબદમાં મેં માથું ઉંચક્યું તે ખરૂં?"

"પણ લોકને વિલની વાત કેમ માલુમ પડી?"

"બપાવાનો ભીખા નામનો બાવરચી હતો, તેની સાથે મને બનતું હતું નહી. તેવણુના મરણ પછી મેં તેને રજા આપી, તેથી તે હવે જેમ બોલાય છે તેમ લોકો આગળ મારી નિંદા કરવાને ચુકતો નથી."

"ત્યારે હાલ તારા બંગલામાં કોણ રહે છે"? મેહેરાંએ પૂછ્યું.

"મીસીસ જાલ પરવીઝ તરીકે તેની સાથે હું જઇને રહું, અથવા તો જાલ પરવીઝ ત્યાં જઈને એકલો રહે, ત્યાં સુધી તો તે બંધ રહેશે.." શેહેરાં હસીને બોલી.

"ઓ શેહેરાં! ત્યારે એક વરસ પછી તારૂં શું થશે?"

મેહેરાંને એક વરસ અગાઉથી શેહેરાંને માટે અંદેશો થવા માંડયો.

"સાંભળ ! ડીયર મેહેરાં, એક વરસ જેમ બને તેમ મજાહ ઉડાવવાનો મેં પાકકો ઠરાવ કર્યો છે. એક વરસમાં જેટલું ફરી હરી લેવાય અને જેટલું જોઇ લેવાય તે જોઇને બની શકતો અનુભવ મેળવવો. બપાવાની આવક એક વરસની બાવીસ હજાર થાય છે તેમાંથી ખાઈ પી, ફરી હરી, અને જે પેહેરાય ઓઢાય તે પહેરી ઓઢી લઉં, પછીની વાત પછી."

"મુસલમીન લોકો કહે છે તેમ 'કલ હુએ ઔર અલ્લાહ હય" શેહેરાં હસ્તી હસ્તી બોલી.

"શેહેરાં, એ બાવીસ હજારમાંથી થોડા હજાર તું બચાવે તો તને પાછળથી કામ નહી લાગે?" મેહેરાંએ ડહાપણ દેખાડયું.

"તેમ નહી બની શકતું, માટે દિલગીર છું ! બપાવાજીના વિચિત્ર વિલમાં એક કલમ છે કે એક વરસની સઘળી આવક મારાં સુખ સગવડ માટે ખરચવી, તેમાંથી એક પાઇ પણ બચાવવી નહી, અને તેમાંથી એક રૂપીઓ પણ મારા નામ ઉપર બેંકમાં મુકવો નહીં. આવી કલમ દાખલ કરવાની મતલબ તું સમજે છે, મેહેરાં ?"

"નહીં હું નથી સમજી શકતી !" મેહેરાંએ જવાબ દીધો.

"એમાં પણ બપાવાની મતલબ છે કે એક વરસમાં પૈસાની રેલછેલથી ખાવા પીવા ફરવા હરવાનો મને શોખ લાગે, તો બીજે વરસે ગરીબાઇની હાડમારીના વિચારથી બીહને હું જલ્દને પરણવા હા પાડું. અફસોસ છે કે મારા બપાવાએ મને મોટી કીધી, તે છતાં મને હજી બરાબર ઓળખી નહીં શકયા ! જોઇશું આગળ શું થાય છે, તે જોઇશું ! આગળ શું થાય છે, તે જોઇશું !" શેહેરાં ભવાં ચઢાવીને બોલી.

" પણ શેહેરાં, હાલ તારો વિચાર ઘણો નેક છે. જેને તેં દીઠો નથી તેને પરણવા હા પાડી શકાયજ કેમ ? પણ એમ સમજ, કે તે તને મળ્યો, ને વાતચીત થઇ, ને વારંવાર મળતાં ભેટતાં તારી પસંદગી તેની ઉપર ઉતરી, ત્યારે પછી ?" મેહેરાંને પૂછ્યું

" પસંદગી ઉતરે ! અને તે જાલ પરવીઝ ઉપર! એ અશક્ય છે!" શેહેરાં બોલી.

" કેમ, એ વાત બની શકે તેવી છે " મેહેરાં બોલી.

" નહી, મેહેરાં, તું જાણુતી નથી. એ વાત નહીં બનશે "

" અફસોસની વાત છે કે આટલી મોટી દોલત આ એક બાબદને લીધે તારા હાથમાંથી જશે ! " મેહેરાં દિલગીરીનો સાદ કહાડીને બોલી.

"મેહેરાં, મારો વિચાર છે કે અકટોબરમાં વરસી આવે ત્યાં સુધી જાલને મળવાના અખાડા કરવા. છેવટે નામને ખાતર એક બે વખત મળવું અને પછી ચુકવી આપવું કે આ બધુ લઇ લો, અને મને પાંચસો રૂપીઆ વરસ દહાડે મળે, તે ઉપર મારે સંતોષ પકડવો," શેહેરાંએ પોતાના દિલનો ઠરાવ મેહેરાંને કહી સંભળાવ્યો.

" અને તે પણ પરણવા ના પાડે તો તો બધાં નાણાં બેવકુફોને માટેની ચાલમાં જાય એ તો તદનજ વિચિત્રપણું કહેવાય ? ! " મેહેરાં અજાયબ થઇને બોલી.

બપાવાનો આ ખ્યાલ તદન નવોજ છે. ચાલી બંધાય ખરી, પણ છેવટે મને વરસ દહાડે ૫૦૦ રૂપીઆ મળવા જોઇએ. મહિને દહાડે આસરે ૪૦ રૂપીઆ મને બસ થશે, કેમ મેહેરાં ? "

શેહેરાં પુરતાં સંતોષથી બોલી, અને મેહેરાંને કહેવા લાગી "મેહેરાં, તું મારે માટે દિલગીર થાય છે તે મને ગમતું નથી. જો તને મેં મારી સાથે રાખી છે, તેનું કારણ આ છે કે મારા ઠરાવને અમલમાં મુકવાની એક યોજના જે મેં મારા મનમાં યોજી છે તે તારી મદદથી હું પાર ઉતારીશ તું મને હિમત આપ. હજી તો વરસ પુરૂં થવાને દશ મહીના છે, તેટલાં અગાઉથી દિલગીર થવું તે પડયા પહેલાં રડવા બરાબર છે."

આ પ્રમાણે વાત કરીને બન્ને સહીઓ સુઇ ગઇ. સહવારે ઉઠીને શેહેરાંએ મીο વાડીઆ સોલિસિટર ઉપર ચીઠી લખી ને મેહેરાં સરકારીને રૂપીઆ એકસોના દરમાયે પોતાની સાથી તરીકે રાખવાની ભલામણ કીધી, જે ભલામણ મીο વાડીઆએ તુરત કબુલ રાખી.

" મેહેરાં, લે આ બસો રૂપીઆ. તું અમસ્થા લેવા ના પાડે છે, તો તારા પગારના પેટે ગણ. એમાંથી તું તને ગમે તેવાં કપડાં ખરીદ, અને તારો ઓરડો હાલ તુરત કહાડી નાખ, કારણકે દશ મહિના હું તને મારી સાથે રાખીશ એટલું તો ચોક્કસ છે. વળી મને વરસ દહાડામાં બાવીસ હજાર રૂપીઆ ખરચી ખાવા છે, તો તેમાંથી દસ મહિને તારા ફાલે ફક્ત એક હજાર રૂપીઆ આવશે, પણ તેથી મને ઘણો સંતોષ થશે."

મીο વાડીઆએ મેહેરાં સરકારીને પોતાની ઓફિસમાં બોલાવીને તેણીની નેમણુંક કરી. મેહેરાંને જોઇને તે ખુશી થયો, કારણકે શેહેરાંના સાથી તરીકે તેણી લાયક હતી. મેહેરાં કોણ છે અને કેવી છે તેની તપાસ કરવી એ ટ્રસ્ટી તરીકે તેની ફરજ હતી. શેહેરાંએ ખુલ્લું લખ્યું હતું કે હું એને નાનપણથી ઓળખું છું અને મારી સંગાથી તરીકે એ મને બીજી કોઇ પણ કરતાં વધારે માફક આવશે. આથી મીο વાડીઆને તેણીની નેમણુંક કરવાને કશો વાંધો હતો નહીં.

મેહેરા મી૦ વાડીઆ સોલીસિટરની ઑફિસમાં ગઇ, ત્યાંની ગોઠવણુ તેણીને પસંદ આવી, અને ખુશ થઇ તે ઓફિસમાંથી ઉતરી, પણુ ખુશાલીની સફેદાઇમાં સેહેજ દિલગીરીનો કાળાસ મિશ્ર થયલો તેણીનાં ચેહેરા ઉપર જણાયો, સબબકે પેશતનજી વાડીઆનો જવાન બેટો મી૦ દોરાબ વાડીઓ ત્યાં ઓફિસમાં દેખાયો હતો નહીં.

---

## પ્રકરણ ૧૩ મું.

## નામીચો ચિતારો.

ચિત્ર ચિતારૂં–જીંદગી ગુજારૂં–હું છું બાલ પરવીઝ,
વાડી વજીફા–માટે પરણું–બનશે નહીં એ હરગીઝ.

દોરાબ વાડીઓ ઓફીસમાં નહિ હતો તેનું કારણુ હતું. તે પોતાના એક ઇષ્ટ મિત્રને મળવા ગયો હતો

દોરાબ વાડીઓ દુન્યાંની ધોળી તેમજ કાળી બાજુઓનો પૂરતો અનુભવ મેળવી ચુકયો હતો. દોરાબનો બુઝોર્ગ બાપ પેસ્તનજી વાડીઆ હમેશાં કહેતા હતા, કે જો પાકકી કેળવણી આપવી હોય, તો છોકરાંઓને ગામે ગામ અને શેહેરેશેહેર મુસાફરી કરાવવી. દોરાબ નાનો હતો, ત્યારે તેની તબીઅત બહુજ નરમ રહેતી હતી, અને તેથી પેસ્તનજીએ તેને શેહેરેશેહેરનાં પાણી પીવાની તક આપી હતી. ૧૫ વર્ષનો થયો તેટલામાં તેણે ઘણાં શેહેરો દીઠાં હતાં. આ પ્રમાણે તેને ઘડીઘડી બાહેરગામ ધકેલી આપતી વેળા તેનાં સગાંવાહાલાંઓ પેસ્તનજીને ઠપકો આપીને કહેતાં હતાં કે છોકરાને ભણવા દઓ, આમ બાહેરગામ રખડાવ્યા કરો નહિં. સરવેની ખાતરી હતી કે છોકરો ઘણો ચંચળ છે. આવી રીતે જ્યારે દોરાબ પુરો પાધરો સ્કુલે બેઠો, ત્યારે તેની ઉમ્મર મોટી હતી;

તે છતાં તે ઝડપથી થોડાં વરસમાં ગ્રાડયુએટ થઇને વળી સોલીસીટરની પરિક્ષામાં પણ પહેલે સપાટે નિકળી ગયો હતો. તેને ઇંગ્રેજી, ફ્રેંચ, ફારસી, ગુજરાતી ઉરદુ, આ પાંચ ભાષા ઉપર પુરતો કાબુ હતો, અને કાયદાનાં પુસ્તકોના ફકરા અને તેનાં પાનાં તેને મોઢે હતાં. વળી તે નિતિ અને રીતભાત અને બુદ્ધિબળમાં અચુક અને પહેલા નંબરનો હતો.

વકીલની પરિક્ષા પસાર કર્યા પછી તેને લાહોરમાં સરકારી વકીલની મોટી પદ્વી મળી હતી, અને આગળ જતાં હિંદુસ્તાનનાં એકાદ મોટાં શેહેરનો જડજ થવાને તેને ચાન્સ હતો, તેછતાં તેણે પોતાની કીર્તિની દરકાર ન કરતાં પોતાની પદ્વીનું રાજીનામું આપ્યું હતું. પોતાના બાપની તબીઅત હવે લથડતી ચાલતી હતી, એવું જાણીને બાપને મદદ કરવાના શુભ હેતુથી તે મુંબઇ ઉપડી આવ્યો હતો દીકરો આવી મોટી પદ્વી છોડી દે, એવી પેસ્તનજીની ખુશી નહતી, પણ વળી બીજી રીતે જોતાં, પોતાના દીકરાને પોતાની જુની પેઢીમાં જોડવાથી તેને ખુશી ઉપજી હતી. અત્રે વધુ નોંધી રાખવાજોગ બાબદ આ છે કે આ બાપદીકરા વચ્ચે જોઇએ તે કરતાં સારો એખલાસ હતો, તે એટલા સુધી કે એકને બીજા વગર ચાલતું હતું નહીં.

દોરાબ વાડીઆને મુંબઈ આવ્યાને હજી થોડા મહિના થયા હતા. અને રફતે રફતે તે બાપના કામ ઉપર વધુ ધ્યાન આપતો હતો. હજી તે બાપના બધાં કુળોને ઓળખતો હતો નહિ, અને તેનો બાપ જે બાબદ તેને સોંપે તેની ઉપરજ ધ્યાન આપીને બાકીનો વખત મજાહમાં પસાર કરતો હતો.

માકાશાહના વાડી વજીફા તેણે દીઠા હતા નહિ, તેમજ શેહેરાંને તે ઓળખતો હતો નહિ, તે છતાં માકાશાહનું વિલ તેણે વાંચેલું હતું, તેમજ આ બાબદ ઉપર તે ખાસ ધ્યાન આપતો હતો, કારણ કે વિલમાં જણાવેલાં શખ્સોમાંના એક શખ્સનો લાભ સાચવવા તે ખંતી હતો.

જ્યારે દોરાબ પંજાબમાં હતો, ત્યારે તે તહેવારોના દિવસો ઉપર કાશ્મીર તરફ ફરવા હરવાનું વધારે પસંદ કરતો હતો, અને ત્યાં તેને એક પારસી ચિતારા સાથે સારી પીછાન પડી હતી. તે ચિતારો કાશ્મીરની રળીઆમણી ખીણો અને ત્યાંના ખુદરતી મનપસંદ દેખાવોનાં ચિત્રો પાડવામાં હંમેશાં રોકાયલો રહેતો હતો. દોરાબ વાડીઓ હંમેશાં પોતાની મુસાફરીમાં બધાં નાનાં મોટાં સાથે ભેળાતો હતો, અને મૂખ્ય કરીને તેને કોઇ જરથોસ્તી જડતો, તો તેની સંગાતનો અને દોસ્તીનો તે અત્યંત ભૂખ્યો રહેતો હતો.

આ ચિતારાને કાશ્મીરના મહારાજાની મોટી મદદ હતી, અને તેનાં ચિત્રો હિંદુસ્તાનમાં દરેક પ્રદક્ષણામાં હમેશાં પહેલે નંબરે આવતાં હતાં.

દોરાબ વાડીઓ તેને પહેલાં મળ્યો, ત્યારે તેને યુરોપિયન સમજ્યો હતો. તે પણ તેમજ સમજ્યો હતો. બન્ને યુરોપિયન ડ્રેસમાં હોવાથી એક બીજાને ઇંગ્રેજ સમજયા હતા અને તેમ સમજીને તેઓએ ઇંગ્રેજીમાંજ વાત ચલાવી હતી, પણ જ્યારે એક બીજાના નામથી વાકેફ થયા, ત્યારે પારસી જાણીને તેઓને બહુજ ગમત પડી હતી.

"ઓહ ! તમે તો પારસી છો ? તમે એવું સરસ ઇંગ્રેજી બોલો છો કે જો કોઇ તમારૂં નામ નહિ જાણે, તો તે તમને ઇંગ્રેજ સમજે ! વળી તમારો દેખાવ પણ ઇંગ્રેજ જેવોજ છે. મને પણ ઇંગ્રેજીમાંજ વાત કરવાની ટેવ પડેલી છે. વળી અહીં કદાચજ કોઇ પારસી ફુટી નીકળે છે તો તેની સાથે ગુજરાતીમાં વાત થાય છે, નહીં તો હું તો ઇંગ્રેજીમાંજ વાતચીતનો વહેવાર રાખું છું. હું કાશ્મીરના મહારાજાના આશરા હેઠળ ગામે ગામના અને શહેરેશહેરના મનહર દેખાવોના ચિત્રો ઉતારૂં છું. વળી મને મુસાફરીનો ચસ્સ લાગ્યો છે, તેથી એક ઠેકાણે થડ ઘાલીને રહેવા ગમતું નથી," તે ચિતારાએ દોરાબ આગળ ખુલાસો કીધો હતો.

"મુસાફરીનો શોખ એ એક સારી વાત છે ! એમાંથી ઘણું

શીખવાનું, અને ઘણું જોવાનું મળે છે, તેમજ આ દુનીઆનો ખરો રંગ આપણે મુસાફરીમાંજ જોઇ શકીએ છીએ. માંચીમાંના માંકડની માફક એકજ ગામમાં રહેવાથી અનુભવ વધતો નથી. ચોપડીઓના અભ્યાસ કરતાં મુસાફરીનો અનુભવ બહુ લાભકારક છે. વળી વાંચેલું ભૂલી જવાય છે, પણ મુસાફરીમાં જોયલું અને અનુભવેલું મન ઉપર એવી છાપ મારી રહે છે કે તે છાપ જીંદગીભર ભુસાતી નથી," દોરાબ વાડીઆએ જવાબ દીધો હતો.

"બરાબર છે, પણ લાંબા વખતે આપણું વતન યાદ આવ્યા વિના રહેતું નથી. હું અસલ સુરતનો રહેવાસી છું, અને સુરત એકવાર પાછું જોવા મન તલપાપડ થઇ રહ્યું છે. વળી મુંબઇમાં પણ ઘણાં વરસ થયાં પગ મુકયો નથી," તે ચિતારાએ કહ્યું.

આ ચિતારાએ પોતાના બંગલામાં દોરાબ વાડીઆને ચાર દિવસ ઉતારો આપ્યો હતો, અને પંજાબના સરકારી વકીલ તરીકે કાશ્મીરના મહારાજા સાથે ઓળખ કરાવી હતી. આ ચિતારાએ પોતાનો કાડ પણ દોરાબ વાડીઆને આપ્યો હતો અને તે કાર્ડ ઉપર

"જાલ પરવીઝ

આરટીસ્ટ"

નામ છાપેલું હતું.

આ કાર્ડ વાચીને દોરાબ વાડીઓ બોલી ઉઠયો હતો, "તમે જાલ પરવીઝ! મને ખબર છે કે તમારાં ૧પકચરો સીમલાના છેલ્લા પ્રદક્ષણામાં પહેલાં આવ્યાં હતાં, તેમજ લંડન એકઝીબીશનમાં વૉટર કલરમાં સોનાનો ચાંદ જીતી જનાર તે તમેજ કે કોઇ બીજો?"

"હા, સાહેબ, હું જ તે તમારો કમીનો સેવક; મારો ખાસ અભ્યાસ 'વૉટર કલર'નો છે. વૉટર કલરમાં હું હંમેશાં પહેલો આવું છું."

"હા, તમારાં પિકચરો મુંબઈનાં એકઝીબીશનમાં હતાં, તે મને બહુ પસંદ પડયાં હતાં, અને તેમાંનું 'કાશ્મીરની ખીણુ'નું ચિત્ર મને એટલું બધું પસંદ પડયું હતું કે સાતસો રૂપીએ મેં તે ખરીદી લીધું હતું," દોરાબે વાત કરીને સિદ્ધ કરી આપ્યું કે કાયદા ઉપરાંત તે ચિત્રોનો પણ ભારે શોખીન હતો અને તેને ચિત્રની પરિક્ષા કરતાં આવડતી હતી.

ઉપર વર્ણવ્યા પ્રમાણે જાલ પરવીઝ અને દોરાબ વાડીઆને સારી દોસ્તી બાઝી હતી. આ દોસ્તીનો લાભ લઇને જાલ પણ લાહોરમાં ઉતરી પડીને દોરાબને ત્યાં કેટલોક વખત પરોણા તરીકે રહી ગયો હતો.

વાંચનારને હવે સમજ પડશે કે જ્યારે દોરાબ વાડીઆએ માકાશાહનું વિલ વાંચ્યું અને તેમાં જાલ પરવીઝ, આરટીસ્ટ, વિષેના ફકરા વાંચ્યા, ત્યારે તે સમજી ગયો કે આ મારા કાશ્મીરના દોસ્ત વિષેની બાબદ છે. આથી તેણે આ બાબદ ઉપર ખુદરતી રીતે વધારે ધ્યાન આપ્યું હતું. પેશતનજી વાડીઆ માકાશાહના વિલના ટ્રસ્ટી હતા, પણ તેમાં ખુલ્લું દરશાવેલું હતું કે પેશતનજી વાડીઆની રજાકજાએ દોરાબ વાડીઓ ટ્રસ્ટી નેમાય. ખુદ પેશતનજી પોતાની નાદુરૂસ્ત તબીઅત અને સંધીવાના બુરા રોગને લીધે ઘણું ખરૂં નવું કામ દોરાબનેજ સોંપતા હતા, અને આ વિલની બાબદ પણ દોરાબને સોંપી હતી. દોરાબ પોતાની ફરજ સમજવા લાગ્યો કે સઘળો પૈસો માકાશાહના કુંટુંબમાં સચવાયલો રહે તો સારૂં. આથી દોરાબે જાલ ઉપર ખાનગી કાગળ લખીને તેને મુંબઇ બોલાવ્યો હતો. વિલમાં જણાવ્યા પ્રમાણે વાડીઆ સોલીસિટરે, વિલની નકલ જાલ ઉપર મોકલી આપી હતી, અને જાલે તેની પહોંચ સ્વિકારતાં ઘણોજ ટુંકો જવાબ લખ્યો હતો. આથી દોરાબે તેને મુંબઇ બોલાવ્યો હતો કે

જેથી તેની સાથે મોઢેમોઢું વાત કરવાને અને તેના વિચાર કેવા છે તેથી વાકેફ થવાને બને.

દોરાબ વાડીઓ માકાશાહનાં વિચિત્ર વિચાર સાથે મળતો થતો હતો, એમ વાંચનારે સમજવું નહિ. તે લગ્ન અને લગ્નની ઉંચ અને ગંભીર મતલબ સારી પેઠે સમજતો હતો, એમાં કશો શક નથી, પણ હાલ તો તેને પોતાના કુળ તરફથી પવિત્ર ફરજ બજાવવા સિવાય બીજો છૂટક હતો નહિં.

જાલ પરવીઝે માકાશાહના વિલની કોપીની પહોંચ સોલીસિટર ઉપર મોકલી હતી, તેની સાથે જે ટુંકો જવાબ મોકલ્યો હતો, તે જવાબનો સાર થોડા બોલોમાં અતરે આપીશું–।

" શેઠજી, મારા વડીલ માકાશાહ વૃદ્ધ વયને લીધે મગજની સારી હાલતમાં નહી હશે, મને તેમના પૈસા ઉપર કશો હક નથી. કાયદા પ્રમાણે તેના દીકરાની દીકરી હૈયાત છે તેને બધું મળવું જોઈએ "



## પ્રકરણ ૧૪ મું.

### સ્વમાન.

અજબ આદમા અતરે વસે, બધાંની વિવિધ વળાણ,
એક સરખાં બે મળશેજ નહીં, એ નક્કી થયલું જાણ.

જાલ પરવીઝે મુંબઈમાં એક ઓરડો ભાડે રાખ્યો હતો. તેમાં તે જવાન રહેતો હતો નહી, પણ તેમાં પોતાના ચિત્રો સાચવી રાખતો હતો. કોલાબા તરફ એક ચાલીના ત્રીજે મજલે દરિયાની સામે તેનો ઓરડો

આવેલો હતો, મુંબઇની બાહેર વરસો સુધી રહેવા છતાં તે મુંબઇના ઓરડાનું ભાડું ચાલુ ભરતો હતો. દોરાબ વાડીઆના સવાલના જવાબમાં આડકતરી રીતે તેણે જવાબ દીધો હતો કે મારી પાસે થોડી ખાનગી પુંજી છે, તેના વ્યાજમાંથી તેમજ મારી કમાઇમાંથી તેમજ મને મહારાજા તરફથી પગાર મળે છે તેમાંથી હું મારૂં ગુજરાન આસાનીથી કરી શકું છું તેના ઓરડામાં ફકત જરૂરજોગ સામાન હતો. છબી પાડવાનું ઇઝલ, એક ટેબલ, અને એક સુવાનો કોચ, ચાર ખુરસી, અને એક નાની કબાટ, અને એક લૅમ્પ, આ તેનો સામાન હતો. તે ઉપરાંત ભીંતે તરેહવાર ચિત્રો ટાંગેલાં હતાં, જેમાં જુદી જુદી જાતનાં ફુલોનાં પાતરાં, ટેકડીઓ અને ખીણોના મોહ પમાડનારા દેખાવો, એવા તો રમણ્ય અને રળિયામણા હતા, કે જેને ખુદરતની બલીહારીનું ભાન હોય, અને જે કોઇ ચિત્રનું શોખીન હોય, તેને તે બધું બસ જોયાજ કરવા ગમે.

દોરાબ વાડીઆએ તેની આગળ વિલ વિશે વાત છેડી અને શરૂ કર્યું, "તમારા માતાજીના કાકાજી માકાશાહના વિચાર વિચિત્ર હતા, પણ તેમનું ભેજું બહુ સાબુત હતું, અને તેમનાં 'વિલ' વિષે બીજાંઓ ગમે તે ધારે, પણ અમે તેની અંદરની ખુબી અને માકાશાહની ખરા દિલની મતલબથી વાકેફ છીએ, તેથી અમને તે એટલું વિચિત્ર કે નવાઇ જેવું લાગતું નથી."

જાલ પરવીઝે પુરતી ગંભીરાઇથી પોતાનું ચિત્ર ચાલુ રાખીને જવાબ દીધો, "મારા મોટા કાકાજી, જેમને હું કોઇ વખત મળ્યો ન હતો, કે જોયા નહતા, તેવણનું 'વિલ' શું છે તે મને વિગતવારે સમજાવો, તમે બોલો, હું સાંભળું છું, મારા કાન તમારી વાતમાં છે, અને મારી આંખ મારાં ચિત્રમાં છે. આ ચિત્ર મને ઉતાવળે પુરૂં કરવું છે, વાસ્તે કામ કરતો જઇશ, અને તમારી વાત પણ સાંભળીશ"

"એટલો બધો પૈસો તમારા કાકાજી તમારે માટે મુકી ગયા છે કે તમને પેટનો ખાડો પુરવા માટે કામ કરવાની કશી અગત્યતા રહેશે

નહીં, પણ બધું તમારી :મરજી ઉપર લટકે છે. પહેલે વરસે તમને રૂા. ૫૦૦) મળશે."

"લાવો. તોલી દો, કાકાજી દર વરસે પાંચસો રૂપઆજ આપવા લખી ગયા હોત, તો હું સંતોષ પામત," જાલે જવાબ દીધો.

"પણ તમે કાશ્મીરમાં હતા ત્યાં તો કામથી કંટાળતા હતા" દોરાબ તાલતલાવટથી બોલ્યો.

"હોય, માણસ જાત છીએ. કોઇવાર કંટાળો પણ લાગે, વારૂં ચાલો, માકાશાહ કાકાનાં વિલની વિગતો મને જણાવો, પછી હું કહું કે તેવણનું કાતરીઉં સાબુત હતું કે ઘસેલું," જાલ પરવીઝે વિલની ઠેકડી કરવાનું પેહેલું પગલું ભર્યું.

"જાલ, વિલમાં એ મરનાર ગ્રહસ્થની બે મતલબ સર્વોપરી હતી. પેહેલી મતલબ આ હતી કે પોતાની મીલકત પોતાનાં ભાઇનાં કુંટુંબમાં જાય, પહેલી નજરે કદાચ તમને તેમનું કાતરીઉં ગેપ લાગશે, પણ તેમ કરવાને તેમની પાસે મજબુત કારણ આ હતું, કે તમારા મમાવા જે તેમના ભાઇ થતા હતા, તેમને એમનાથી જે ગેર ઇનસાફ થયો હતો. તેનો પુરતો બદલો તેના વારસોને આપવો"

"મારા મમાવાને ગેરઇનસાફ! કોચરાના સાલની વાત! ચાલો, વારૂં પછી?"

"માકાશાહે બધી વાત મારા બાવાજીને કહી છે. તેમજ આ વાતથી શેહેરાને પણ વાકેફ કરી છે. વાત એમ બની હતી કે તમારા મમાવા અને માકાશાહ એકજ છોકરી ઉપર પ્યારમાં પડયા હતા. અને તેણીનું નામ પણ શેહેરાબાનું હતું"

"તે તો મારાં મમાઇ થાય! તેવણ ભરચાં હતાં, અને મારાં માયનું અને મારૂં કોઠું તેમનાં કોઠાંને મળતું આવે છે, એમ સગાંવહાલાંઓથી મને કહેવામાં આવ્યું હતું," જાલ બોલ્યો.

"ત્યારે હવે એ ભરૂચી બાનુ સાથે પરણુવા માટે તમારા મમાવાને તેમના બાપે વારસામાંથી રદબાતલ કીધા હતા. માકાશાહે પોતાના બાપને આગળ રહીને આમ કરવા સમજાવ્યા હતા, અને એ માટે માકાશાહ બહુજ પસ્તાવો કરતા હતા, અને તેટલા માટેજ તેવણુની છેલ્લી ખાહેશ છે કે આ સઘળી દોલત પોતાના ભાઇનાં કુટુંબમાં જાય તો સારૂં."

"અને એમ કરીને પોતાની પૌત્રીને રખડતી કરવી? તમે એને ચરકેલું ભેજુ નહી કહો, પણુ મને તો એમ લાગે છે," જાલે ઉત્તર દીધો.

"નહી, ચકરમ ભેજું બિલકુલ નહી! માકાશાહે પોતાની પૌત્રીનો પણુ વિચાર કીધો છે, અને તેથીજ મરનાર તમને વિલમાં અરજ કરે છે કે તમોએ શેહેરાંને પરણેતર તરીકે કબુલ રાખવી, જેથી તેણી પણુ રખડે નહી, અને આ સઘળા પૈસાનો લાભ મેળવે."

"મી. દોરાબ, તમે તમારા કુળનો બચાવ કરો તો તે વાજબી કહેવાય, પણુ મને કહેવા દો કે આ વિલમાં માકાશાહે સરયામ ચકરમપણું દેખાડયું છે. આવું વિચિત્ર વિલ કરીને અમને બંન્નેને કઢંગી હાલતમાં મુકી જનારને ચકરમ નહીં કહું તો શું? પરણુવા હા કહું તો તેમાં પણુ નુકસાન છે, અને ના કહું તો તેમાં પણુ નુકસાન છે. એટલે એ બાબતનો શો જવાબ આપવો એ મુશ્કેલ છે," જાલે જવાબ દીધો.

"પણુ તમે માકાશાહને એક વાર 'હા' કેહેવાડી હતી, એમ તેવણુ બોલતા હતા," દોરાબે વાત આગળ ચલાવી.

"મેં હા કહેવાડી? જ્યારે ધણો કંટાળો આપે ત્યારે બીજુ શું લખું? મારૂં કાગળ તમારા બાવા પાસે હશે. મને બુઢાજીએ દમ ભરાવીને લખ્યું કે જો તું શહેરાંને પરણુવા ના કહેશે, તો તને તેમજ તેણુાને પણુ અરધી આપી જઇશ નહી, અને તને અને તેણીને બન્નેને રખડતાં

કરીશ. આવી હાલતમાં તમે મારી જગે હોત તો શો જવાબ આપત ? અલબત્તાં મેં સાથે સાથે લખ્યું હતું કે જો છોકરીની મરજી હશે તો હું હા કહીશ. લગન જેવી ગંભીર બાબદમાં એવાં વિચિત્ર પગલાં ભરીને વેડાં કહાડવાં, મને એમાં તો ચકરમપણુંજ દીસે છે," આ શબ્દોપરથી જાલ એમજ માનતો હતો કે બુઢા માકાશાહ ચકરમજ હોવા જોઇએ.

"ત્યારે તમે શું આમ કહેવા માગો છો કે ફક્ત સભ્યતાને ખાતર તમે હા કહી હતી ?"

"બચ્ચિત ! સભ્યતાને ખાતરજ ! જો એ છોકરીને ખબર પડી હશે કે જોયા જાણ્યા વગર એકદમ મેં હા કહી, તો તે મારા માટે કેવો વિચાર લઇ જશે ? તેણી તો એમજ ધારશે કે મેં પૈસાને ખાતરજ હા કહી," જાલ એમ બોલી અંદેશો કરતો દેખાયો.

"શહેરાં સાથે તમને ઓળખાણ કરાવીશું અને જયારે તેણીના સમાગમમાં આવશો, ત્યારે તે તમને ઝટ પીછાણી લેશે, એવી હુશીઆર છોકરી છે, વાસ્તે હવે તમે કયારે મેલાપ કરવા માગો છો ? તમે પહેલા તેણીને પીછાણી લો, અને પછી કહો કે પરણવું કે નહી ?"

"મારા મેહેરબાન ભાઇ, હું પરણવાનો હાલ વિચાર કરતો નથી," જાલે જવાબ દીધો.

"જુઓ, ભાઇ, તમે મોટી બેવકુફાઇ કરો છો ! એ કોઈ બચ્ચાનો ખેલ નથી ! વિલ પ્રમાણે ચાલવું કે નહિ તે તમારૂં કામ છે, અને ચોક્કસ ઠરાવ ઉપર આવવા માટે ચોક્કસ વહેવારૂ પગલાં ભરવાની જરૂર છે," દારાબે કહ્યું.

"જો ભાઇ દોરાબ, મારી સાથે તારૂં વકીલપણું છોડી દે. હું તો એમજ સમજું છું કે જો હું પરણવા હા પાડું, તો તું પહેલો, અને પછી

બીજાં કહેશે કે પૈસાને ખાતરજ હું પરણ્યો. શેહરાંને ખાતર પરણ્યો એમ કોઇ કદી કહી શકશેજ નહી. વળી જીવું ત્યાં સુધી શેહેરાં પણ તાણા મારીને સંભળાવશે કે ઓળખ પીછાણ વગર, ચાલચલણ કે રીતભાતથી વાકેફ થવા વિના પરણવા ઝટ દઇને હા પાડી, તે પૈસાને ખાતર નહીં તો બીજા શાને માટે ? મારા મત પ્રમાણે જો હું એકદમ હા પાડું, તો એ છોકરીને અપમાન કરવા બરાબર છે. શું અમે લાકડાંનાં ઢીમરાં છીએ? કે જંગલી જાનવર છીએ ? કે એવી કઢંગી રીતે લગનના ગાંઠથી જોડાઇએ ? શું હું ભૂખે મરૂં છું કે મોટા–કાકાજીની મરજીના લગન કરૂં ? બે જણનાં દિલના જોડાણ તેને લગન કહે છે. હાલ શું અમારાં દિલ કોઇ રીતે જોડાયલા છે ? લગન કરવા શા આધારે હું હા પાડું ? શેહેરાં કે હું બજારમાં વેચાતી ચીજ છીએ કે પૈસાને લીધેજ એક બીજાંને કબુલ રાખીએ ?" જાલે ઘણી છટાથી જવાબ દીધો.

"ભાઇ જાલ, હું તને હાલ હા કે ના કાંઇ કહેવા કહેતો નથી. અમારી મતલબ છે કે તમને બન્નેને એક બીજાંના સમાગમમાં લાવવાં, અને એક બીજાંને પીછાણવાની તક આપવી, બોલ એમાં શું ખોટું છે ?" દોરાબે પૂછ્યું.

"નહીં નહીં ! આવા ચોકકસ સંજોગમાં હું તેણીની મુલાકાત લેવા કદી ખુશી બતાવું નહીં" જાલે દ્રઢતાથી જવાબ આપ્યો.

"પણ તેમ તને કરવુંજ પડશે, કારણ કે વિલમાં એક બીજી કલમ છે. જો તું શેહેરાંને મળવા પણ ના પાડે, તો તને વરસ દહાડે ૫૦૦ રૂપીઆ પણ નહીં મળે"

"એમ છે ? ત્યારે તો જેમ તેમ એકવાર મુલાકાત લઇશું, અને કહી દઇશું કે બાઇ, દિલગીર છું કે એ વાત બની શકશે નહીં. એમ મોઢાપર કહેતાં લગરીક ગોજું તો લાગશે પણ એક ચણાની બે ફાર ઝટ થાય તો તેણી આશામાં તણાય નહીં. દોરાબ, ખચિતજ, કાકાજીનું ભેજું અલમપટાને લાયક હશે," જાલે દોરાબને ખિજવાઇને જવાબ દીધો.

" જો મારી સલ્લાહ પ્રમાણે ચાલે તો મળીને ના કહેવામાં તને ફાયદો નથી, હા કહેવામાં ફાયદો છે," દોરાબે સલ્લાહ આપી.

" વાડી વજીફા ઉપર ડોળો રાખીને હા કહું ? ઠીક, જેમ તારી સલ્લાહ !" જાલ ટકોરમાં હસીને બોલ્યો.

" તમે ના કહેશો તો શેહેરાંને દોલત મળશે એમ પણ નથી. બન્ને હા કહેતો દોલત કુટુંબમાં રહે, નહીં તો સખાવતમાં જાય, લે આ વિલની કોપી લાવ્યો છું તે જોઇએ તો ફરીથી વાંચ, " દોરાબે કહ્યું, અને ઉમેરીને કહ્યું, " હજી, તમે ઉતાવળા ના થાઓ, બન્ને સાથે મળો અને મસલહત કરીને કાંઇ એવા ઠરાવ ઉપર આવો કે દોલત સખાવતમાં જતી બચે "

" હું તારી મતલબ સમજયો, પણ એક છોકરીની સાથે આવી નાજુક બાબત ઉપર ગોઠવણ કરવા બેસવું મને તો બહુ ભારી લાગે છે! " જાલ આ સવાલને ઘણું મોટું રૂપ આપતો હોય તેમ લાગ્યો.

" એ તારૂં કામ છે. શેહેરાંનું કામ નથી. તું હિમ્મત પકડી તેણીને મળ, ને તેણીને ચોક્કસ ગોઠવણ ઉપર આવવા સમજાવ. અમે તમારી ગોઠવણ કબુલ રાખીએ, અને વિલની સરત પ્રમાણે તમને દોલત વેંહેંચી આપ્યે, " દોરાબે વધુ સમજણ આપી, જેથી દોલત સખાવતમાં જતી બચે.

દોરાબે વળી વધુ પૂછ્યું, " જાલ, મારા બાવાએ મને તને પૂછી જોવા કહયું છે કે હાલ શેહેરાં મુંબઇમાં છે તેટલાં તું તેણીની મુલાકાત લેવાને ખુશી થશે કે નહી ? "

" નહી નહી ! બાપુ, મુલાકાતનો દિવસ જેમ બને તેમ લાંબો જવા દે ! હાલ તુરત મને પડતો મુક ! "

" ઓજાજા ! શહેરમાં પણ એવીજ ઢબે વાત કરે છે. ચાલો ત્યારે, હાલ એ વાત માંડી વાળો ! ત્યારે, હવે તમે મુંબઇમાંથી જશો અને પાછા ક્યારે આવશો ? "

" કાકાજીની વરસી ક્યારે છે ? "

" ૨૦ મી અકટોબરે "

" ત્યારે અકટોબરની શરૂઆતમાં હું મુંબઇ આવીશ, અને એનો ફડચો કરી નાખીશ, " જાલે પોતાનો વિચાર જાહેર કર્યો.

તમે મુંબઇથી ક્યાં જશો ? સરનામું આપી જશો તો મહેરબાની અને તમારી હીલચાલથી અમને વાકેફ રાખશો તો પત્ર વહેવાર ચલાવવામાં અડચણ નહી પડે. "

" હું ફરતો રહીશ, પણ આગસ્ટ સપટેમ્બરમાં પુનાની ઘોડદોડની સરતની વેળા હું પુનામાં આખી સીઝન રહીશ, એવો મેં નિશ્ચય કરી રાખ્યો છે. મારા દોસ્ત બી. હોરમસજી ઝવેરીએ મારી પાસે વચન લીધો છે કે એ બે મહિના મારે પુનામાંજ ગુજારવા," જાલે જણાવ્યું.

"બી. હોરમસજી જવેરી !" દોરાબ અજાયબ થઇને બોલ્યો.

"હા તમે અજબ થાઓ છો તેનું કારણ હું સમજું છું. તેની ચાલ તમને પસંદ નહીં હશે. હું કબુલ કરૂં છું કે તે ઘણો 'રફ' છે, અને મોટા ગ્રહસ્થમાં ખપવાનું ડોળ ઘાલે છે. હું સારી પેઠે જાણું છું કે તે ભણ્યું પણ પેહેલાં નંબરનો છે. પણ હું તેના ઉપકારમાં છું. તેણે એક વખત મને ડુબી જતાં બચાવ્યો હતો, ત્યારથી મેં એની સાથે દોસ્તી રાખી છે. એની સાથે મને બિગાડ કરવાનું છાજે નહીં. "

" ચોક્કસ રીતે તું ખરો છે, પણ એ બડો બદમાસ છે ! બધાં જણ એને સારીપેઠે ઓળખે છે ! " દોરાબે કહ્યું.

" અનેક દોસ્તો હોય તેમાં કોઈ કેવો અને કોઇ કેવો હોય, તેને લક્ષ ચલાવવો જોઇએ. બધાઓની ચાલચલણ, રીતભાત, અને ખાનગી બાબદો ઉપર ધ્યાન આપતાં આપણને કેમ પરવડે ? તેમ કરવા જઇએ તો બધાંમાં કાંઇ પણ ખામી નિકળ્યા વિના રહે નહીં. તે છતાં બધાઓ તેને જેવો કાળો ચિતારે છે એટલો તે કાળો નથી, " જાલે બી૦ હોરમસજીના બચાવની લગરીક નબળી કોશીશ કરી જોઈ.

" શેહેરાં પણ પુને જવાનો ઇરાદો રાખે છે. જ્યાં તેણી ઉતરે તેની પડોસમાં તમે ઉતરો, તો ઓળખ પડશે, અને વળી તમારી મત-લબ પાર પડશે, " દોરાબે સુચના કીધી,

"પણ ભાઇ દોરાબ, જાણી જોઇને હું એ પ્રમાણે કદી નહીં કરૂં ! મારૂં અંતઃકરણ એવું નિચ પગલું ભરવા મને કદી આગળપાડે એમ નથી. અજાણપણે એમ એક જગે સાથે થઇએ, તો તે વાત તદન નિરાળી છે. મને તેણીની સાથે મેળાપ નહી કરવાનો બીજો કશો વાંધો નથી. ફકત આ વિચિત્ર વિલે બધો ગોટાળો કર્યો છે, " જાલ બોલ્યો.

" ઠીક ત્યારે ! આગસ્ટ સપટેમ્બર સુધી થોભીશું. હાલ તુરત, તમે બન્નેને વિચાર કરવાને પૂરતો વખત છે. હાલ તમે તદન છૂટાં છો" વકીલે કહ્યું, " અને હવે મને બીજું કાંઇ કહેવું નથી. વાસ્તે આપણે છૂટા પડીએ. "

" નહી નહી ! એમ છૂટા નહી પડાય ! કાકાજીના વિલની વાત હવે પડતી મેલો, અને બીજી કાંઇ વાત કરો. આપણે આજે સાથેજ કોઇ હોટેલમાં જમીશું," એમ કહીને જાલે વકીલને થોભાવ્યો, અને સાથે ફરવા લઇ ગયો.

# પ્રકરણ ૧૫ મું

## પરિક્ષાનો તાગડો.

મને ચાહે છે કે મારાં જરને, તપાસ છુપી થાય,

ગરીબ સમજીને મને પરણે, તો દિલનો વહેમ જાય.

પેશતનજી વાડીઆ દુનિયાની રંગતથી પુરતા વાકેફ હતા, અને તેથી પોતાના જવાન દીકરા દોરાબને શેહેરાં સાથે કાંઇ ઘણું કામ પાડવા દેતા હતા નહિ. તેમને ભય રહેતો હતો. અને તે ભય ખુદરતી હતો, કે રખેને દોરાબ શેહેરાં ઉપર પ્યારમાં પડે, કારણ કે તેણી ખુબસુરત હતી, અને લોકનું બોલવાનું થાય કે દોઢીઆંવાળી કુળને પોતાને ત્યાંજ ગોઠવી દીધી. આ કારણને લીધે દોરાબે શેહેરાંને હજી દીઠી હતી નહિ.

પણ એક દિવસે પેશતનજીએ પોતાના દીકરા દોરાબને કહ્યું "દીકરા દોરાબ, સાંજે ઘેરે જતાં શેહેરાંને મળીને પુછજે કે સુરતના બંગલાને રિપેર કરવો છે કે નહિ ? તું ફકત આએ ચીઠીજ આપજે, અને તેણીને કહેજે કે બાવાએ કહ્યું છે કે એનો જવાબ લખજો"

સાંજ રળિયામણી હતી. લોકો ચોપાટીના ફુટપાથ ઉપર ફરતાં હતાં. દોરાબ પણ ટ્રેનમાંથી ચર્નિરોડ ઉતરીને પાંઉપ્યાદા મોટા દરવાજેથી આગલ ચાલ્યો. શેહેરાં ચોપાટીના ફુટ-પાથની સામેના એક મકાનમાં રહેતી હતી. સાંજ ખુશનુમાં હોવાથી ત્યાં ફરતું દરેક આસામી ખુશ જણાતું હતું. રંગીલી હાલતમાંજ તે પોતાના મનમાં આજ કેટલાક દિવસ થયા ભમતા આકારનો ખ્યાલ કરતો ચાલતો હતો. ફુટ-પાથ ઉપર અનેક બૈરાંઓ ચાલતાં હતાં.

તેઓએ અનેક રંગની સાડી અને અનેક જાતના પોલકાઓ પહેરેલા હતાં, પણ તેના મનમાં ભમતા આકાર આગલ સઘળાં બૈરાંઓ

દોરાબના મનથી પાણી ભરતાં હતાં. પોતાના મનમાંની ઓરતની સાહાય આગલ સઘળા બૈરાઓ ઉતરતાં હતાં.

કહેવત છે કે જેનો વિચાર કરતાં હોઇએ અને તે હાજર થાય, તો આપણે કહીએ છીએ કે "સો વરસના આવરદા થશે." આ કહેતીને અનુસરતી રીતે જે આકારનો તે ખ્યાલ કરતો હતો તેજ આકાર તેનેથી થોડાંપગલાં આગલ ચાલતો હતો. તેણીની ઉપર નજર પડતાં તેને તેની રગેરગમા એક વીજળીક આંચકો લાગ્યો.

જે છોકરીને તે આજ કેટલાક દિવસ થયા પાછી જોવાને ઇંતેજાર હતો, તેજ છોકરી થોડા વારને છેટે આગળ ચાલતી હતી. તેણી એકલી હતી, અને સાધી સડસડાત ચાલતી હતી. પછવાડેથી તે તેણીનું આખું મોં જોઇ શકતો હતો નહી, પણ જ્યારે તેણી ડાબી જમણી બાજુએ નજર કરતી હતી. ત્યારે તેણીનું અરધું મોહું તે જોઇ શકતો હતો. તે કોઇ બીજી છોકરીને જોઇને છેતરાયો હતો એમ હતુંજ નહીં. શું તેણી ચોપાટી તરફ રહેતી હતી ? શું તેણી ફરવા આવી હતી ? કે તેણી કોઇને ત્યાં કામે જતી હતી ? આ વખતે તેણીનો ડ્રેસ મનમાનતો હતો, અને પહેલે દિવસે હતો તેવો હલકો હતો નહી. દોરાબે પછવાડેજ ચાલવાનું ચાલુ રાખ્યું. તેણીનો આગલો ડ્રેસ અને હાલનો ડ્રેસ એ બાબદે દોરાબનું ખાસ ધ્યાન ખેંચયું હતું કારણ કે આસમાન અને જમીન વચ્ચે ફરક છે તેટલો ફરક બે વખતના ડ્રેસ વચ્ચે હતો. તેણીએ સાદો પોશાક સજેલો હતો, પણ તે મોંઘો હતો. ટુંકમાં, આ વખતે તેણી ઘણી દીપી રહી હતી. આથી દોરાબ ઘણો ગુંચવાડામાં પડયો હતો. તેણીએ તેને કહ્યું હતું કે હું તો મારો ટાઇમ પસાર કરવા નોકરીએ રહી છું, તે વાત હવે દોરાબને ખરી લાગવા માંડી અને આ વાકય તેના કાનમાં ઘું ઘું કરીને તેને ગુંચવાડામાં નાખીને ગભરાવા લાગ્યો. એકવાર દોરાબે

તેણીને ગરીબ કંગાળ હાલતમાં રીબતી છોકરી ગણી હતી, પણ હવે તેને શક લાગ્યો કે આ છોકરી સારી સ્થિતીમાં રહે છે, અને પોતાનો ટાઇમ પસાર કરવાને માટે નોકરીએ રહી હોય એ માનવા જોગ છે, કારણ કે હાલનાં પારસીનાં બાયડાં મનમાં આવે તે કરવાને હવે બાકી કાંઇ રાખતાં નથી.

શેહેરાંનાં રહેઠાણનાં સરનામા પ્રમાણે દોરાબને જવું હતું, માટે આ છોકરીને હવે આગળ ચાલી જવા દેવી, કે શેહેરાંને મળવાનું હાલ તુરત મુલતવી રાખીને તેણીની પુઠે પુઠે જવું, એ બે વિચારમાંથી કયા વિચાર ઉપર અમલ કરવો, તેનો નવો ગુંચવાડો દોરાબને માટે ઉભો થયો, પણ તે ગુંચવાડો આ છોકરીએજ દુર કર્યો, કારણ કે તેણી પણ શેહેરાંનાં રહેઠાણ તરફજ વળી, એટલુંજ નહીં, પણ જ્યારે તેણી તેણીનાજ મકાનમાં ચઢી, ત્યારે દોરાબની અજાયબીનો શો પાર ? તે સ્તબ્ધ થઇને થોડી પળ ઉભો, અને એક પળ ઉડતો વિચાર તેના મગજમાંથી પસાર થઇ ગયો કે રખેને આ છોકરી શેહેરાં પોતે હોય.

આખરે તે પણ આ છોકરીની પછવાડે તે મકાનમાં ચઢયો, અને એક નોકરને થોભાડીને શેહેરાંબાનું માટે પૂછપરછ કરી. તે નોકરે જવાબ દીધો. "બાઇ બાહેરથી આ ઘડી અંદર ગયાં છે." આ જવાબથી દોરાબનો શક મજબુત થયો કે "જે છોકરીનો ખ્યાલ હું આજ કેટલોક વખત થયો કરૂં છું તે છોકરી ખરેખર દોઢીઆંવાળી શેહેરાંબાનું પોતે છે"

દોરાબ આ છોકરીને એકવાર ફરીથી મળવાને ઇંતેજોર હતો, આ વાત ખરી છે, કારણ કે તેની ઇંતેજારીએ પ્યારનું રૂપ લીધું હતું, અને પોતાના પ્યારની ઉશ્કેરણીમાં તેણીને એકદમ શેહેરાંબાનું ધારી લીધી હતી. આ તેના પગલાંએ ગંભીર ગોટાળો કર્યો. જ્યારે તે મકાનમાં દાખલ

થયો, ત્યારે તેણે એક બીજી ઉંચી ખુબસુરત જવાન બાનુને હોલમાં જોઇ. આ બાઇ શેહેરાં પોતે હતી, પણ એવો ખ્યાલ તેને આવ્યો નહીં. પેલા નોકરે કહ્યું હતું કે શેહેરાંબાનું હમણાંજ બાહેરથી આવ્યાં, તેથી તે માણસના કહેવા પ્રમાણે જે જવાન બાનુ તેની આગલ આગલ ચાલી ગઇ હતી તે શેહેરાંબાનુ હોવી જોઇએ.

બીજા હાથ ઉપર નોકર પણ ખરો હતો. કારણકે શેહેરાં જેણી હૉલમાં બેઠેલી હતી, તેણી પણ મેહેરાં, જેને દોરાબે જોઇ હતી, તેણીની બેચાર મિનિટ અગાઉ બાહેરથી આવી હતી. ટુંકમાં, શેહેરાં અને મેહેરાં બન્ને જુદા જુદા બાહેર ગયાં હતાં, અને બન્ને બેચાર મિનિટના અંતરે ઘરે પાછાં ફર્યાં હતાં.

દોરાબે હૉલમાં બેઠેલી ઉંચી જવાન બાનુને મળીને કહ્યું, "મારૂં નામ દોરાબ વાડીઆ સોલિસિટર છે. પેશતનજી વાડીઆ સૉલિસિટરે મને મોકલ્યો છે. અને શેહેરાંબાનુને એક કાગળ આપવો છે. એવણ હમણાંજ બાહેરથી આવ્યાં છે, તેવણને જઇને આ કાગળ આપશો ?"

આપણે કહી ગયા કે હૉલમાં બેઠેલી જવાન બાનુ શેહેરાં પોતે હતી. તેણી એક પળ વિચારમાં પડી કે 'આ દોરાબ વાડીઓ મને ઓળખતો નથી, અને હમણાં મેહેરાં બાહેરથી આવી તેને શેહેરાં ધારે છે. વળી મેહેરાં ઉપર એ કુરબાન છે એમ હું જાણું છું. વળી તે મેહેરાંને શેહેરાં માની લએ છે, તો એને એમ માનવા દો. ઠીક છો જોઉં તો ખરી કે એમાંથી શું થાય છે ?'

"જવાબ જોઇએ છે કે? હું ઉંઘાડું?" શેહેરાંએ દોરાબને પૂછ્યું.

"શેહેરાં બાનુને મારે મોઢેસોઢું મળવું છે. જરા એવણને જઇને કહો કે હું વાત કરવા માંગું છું"

આથી શેહેરાં હસી પણ કાંઇ બોલી નહી. તેણી તુરત ઉઠીને અન્દરના ઓરડામાં ગઈ, અને ત્યાં જઇને કાગળ વાંચ્યો, અને પછી એક બે મિનિટ વિચારમાં ઉભી. જો ત્યાં કોઇ ચંચળ માણસ હાજર હોત તો શેહેરાંના ચેહેરા ઉપર તે એક જાતની અજબ પ્રકારની ખુશાલી પેદા થયલી જોઇ શકત, કારણ આવા સંજોગમાં તેણીને એક નવોજ વિચાર સુજ્યો હતો."

" મેહેરાં ડીઅર, પેશતનજી વાડીઆ સોલીસિટરે મારી ઉપર એક કાગળ મોકલ્યો છે કે વાડીવજીફ્રાને રિપેર કરાવવાં કે નહિ. તેવણનો દીકરો દોરાબ વાડીઓ પોતે કાગળ લઇ આવ્યો છે ને હૉલમાં બેઠો છે. જવાબ તો એને કાંઇ આપવોજ જોઇએ"

"હા. જવાબ આપવોજ જોઇએ," મેહેરાં બોલી.

"મેહેરાં, તને યાદ છે કે આપણે આઇસ્ક્રીમ ખાવા ગયાં હતાં, ત્યાં દોરાબ વાડીઓ આવ્યો હતો ? અને તને નિહાળી નિહાળીને જોતો હતો તેનું તને કાંઇ ભાન છે ?"

મેહેરાંને બધું ભાન હતું, અને આ બનાવ તેણી ભૂલી ગઇ ન હતી. શેહેરાંએ જ્યારે પાછી યાદ દેવાડી, ત્યારે મેહેરાં ઉલટી દિલગીર થઈ.

"જો, મેહેરાં, મારૂં એક કામ કર. હું કહું તેમ કર. મને હાલ કાંઇ સવાલ પુછની ના. પાછળથી હું તને બધું સમજાવીશ વળી હું કહું તેમ કરશે તેમાં નુકસાન કોઇને થનાર નથી. દોરાબ વાડીઓ એમ સમજે છે કે તું શેહેરાં છે. એની વાત ઉપરથી હું એમ ખાતરીથી માનું છું. આએ કાગળ તારા હાથમાં લઇને હૉલમાં જા, અને તું પોતે શેહેરાં હોય તેમ એ કાગળનો જવાબ આપ."

"હું શેહેરાં! એમ કેમ બને?" મેહેરાં અજાયબ થઇને બોલી.

"બનશે ! એમાંથી બહુ મજાહ પડશે ! પાછળથી બધો ખુલાસો કરીશું. જા ડીઅર, એમ ધચુપચુ મન રાખ નહિ. બસ, ભપકામાં જઇને કહે કે બાવાજીને કહેજો કે રિપેર કરવાની જરૂર હોય તો બેલાશક કરાવો. "હું શેહેરાં છું" એમ તારે તારાં મોઢે ખાસ ખુલ્લું કહેવાની કશી જરૂર નથી."

શેહેરાંની મરજી અને હૂકમ બજા લાવવવાને મેહેરાં બંધાયલી હતી. તેણી પોતાની મરજી વિરૂદ્ધ હૉલમાં ગઇ અને દારાબને કહ્યું, "બાવાજીને કહેજો કે રિપેર જરૂર કરાવો."

"વારૂં, થેંક્યુ !" દારાબે જવાબ દીધો. દારાબે તેણીનો ઉપકાર શા માટે માન્યો ? તેણીએ પોતે બાહેર આવીને મધુર સાદે જવાબ કહેવાની તસદી લીધી હતી, કદાચ તેને માટે તો ન હોય ?

મેહેરાંને તેના 'થેંક યુ'થી હસવું આવ્યું હતું, પણ દારાબે તેનો અર્થ જુદોજ કરયો. મારી મુલાકાતથી તેણી ખુશ થઇ છે, તેથી તેણી હસી, એવો અર્થ તેણે ઉઠાડયો હતો. તેણીના હસ્વાથી દારાબને ઉત્તેજન મળ્યું, અને તે હવે એમ સમજવા લાગ્યો કે આ છોકરીનું દિલ જીતવું સેહેલ છે. તેણીના હસ્વાથી વળી તેને હિમ્મત આવી અને તે બોલ્યો, "તમે મને છેલ્લાં મળ્યાં હતાં ત્યારપછી તમે પાછાં આટલાં જલદી મળશો એવી મેં આશા રાખી હતી નહીં."

"અને તે પણ આવા નવા ન ધારેલા સંજોગ વચ્ચે," મેહેરાંને બોલવાની ફરજ પડી.

"હા, નવા સંજોગ તો ખરા ! ઠીક, ત્યારે હું જાઉં છું, બાવાજીને કહીશ કે સુરતના વાડીવાળા જલદી રિપેર કરાવે."

"હાજી, એમ કહેજો,' મેહેરાં ટુંકમાંજ બોલી. તેણી પોતે વાડીવ-જીઆની માલેક ન હતી, એમ ખુલાસો કરવા ની કશી જરૂર ન હતી, તે-મજ તેવો ખુલાસો કરવાની મેહેરાંએ હિમ્મત કીધી નહીં, કારણકે શેહેરાં પોતે બારણાં પછવાડે ભરાઇને બધી વાત સાંભળીને ગમત મેળવતી હતી.

દોરાબ વાડીઆએ શેકહેન્ડ કરવા હાથ લાંબો કીધો હતો, અને તેથી તેણીને પણ પોતાનો હાથ આપવાની ફરજ પડી હતી. આ પ્રમાણે બન્ને આશકમાશુક જેઓ છુપ્યાં અંદરખાનેથી એકબીજાંને પસંદ કરતાં હતાં, તેઓ અજબ સંજોગમાં સાથે મળીને શેકહેન્ડ કરીને છુટાં પડયાં.

તેના ગયા પછી શેહેરાં હસ્તી હસ્તી બાહેર આવી, પણ મેહેરાં ચીરડાઇને શેહેરાંને કહેવા લાગી, "જા, બા, શેહેરાં, આ તારાં ચેડાં મને નથી ગમતાં! જ્યારે દોરાબને આનો ખુલાસો થશે ત્યારે તે મારે માટે શું ધારશે?"

"વહાલી, બિહે છે શા માટે ? જે દહાડે ખુલાશો થશે ત્યારે બધો ટોપલો હું મારે માથે લઇશ. દોરાબ અહીં ઘડીઘડી આવતો નથી, પણ આજની આ ભૂલથી મારા મનમાં એક નવી યોજના રમે છે."

"વળી બીજી યોજના ! વળી કાંઇ તાગડો !" મેહેરાં અજાયબ થઇને પૂછવા લાગી.

"હા, એક યોજના, પણ તેમાં તારી મદદની પહેલી જરૂર છે, હું ધારૂં છું કે તું મને જરૂર મદદ કરશે. તને યાદ છે ? પેશતનજી સોલીસિટર તે દહાડે શું કહી ગયા ? આવતા આગસ્ટ સપટેમ્બરમાં જાલ પરવીઝ સાથે મારી મુલાકાત કરાવવામાં આવશે, અને તે માટે પુનામાં બંગલો ભાડે રાખવામાં આવશે. હજી ટાઇમ ઘણો બાકી છે. તેટલામાં આપણે આપણાં નામ બદલી નાંખીએ. તું શેહેરાંનો પાર્ટ બજાવ, અને હું મે-

શેહેરાં થઇ જાઉં, અને એવાં બદલેલાં નામ સાથે મારે જાલ પરવીઝની મુલાકાત લેવી. જાલ પરવીઝનો પત્તો શોધી કહાડીને તે હોય ત્યાં ફરવા જવું, અને તેના સમાગમમાં આવવાની તક મળે તો લેવી, અને તેમ કરીને તેના દિલની તપાસ લેવી; તે કેવો છે, તેની ચાલચલણ કેવી છે, તેની રીતભાત કેવી છે, તેના શોખ કેવા છે, તે સઘળું બદલેલાં નામે તપાસું. મારાં નામથી તપાસ થઇ શકે નહીં, અને તેમ કરવાની મારામાં હિમ્મત પણ નથી. મને શેહેરાં જાણીને તે મારી સાથે પુરેપુરી વાત પણ નહીં કરશે, પણ મેહેરાં સમજીને, વખ્તે મારી સાથે લટી જશે, અને તેમ જો થાય તો તેની પરિક્ષા મારેથી ઘણી સરસ રીતે થઇ શકશે. જો વાહાલી મેહેરાં,, આ કેવો મજાનો 'પ્લાન' છે ! બોલ, મને મદદ કરશે કે?"

"ઓહ ! શેહેરાં ! એ તો બહુ મુશકેલ છે ? એ કેમ બને ! શે-હેરાંનો પાર્ટ બજાવતાં માગથી ગોટાળો થઇ જશે તો ?"

"નહિ. ગોટાળો જરા નહિ થશે ? થોડા દહાડામાં આપણું કામ આપણે કહાડી લઇશું. વળી દોરાબ વાડીઆ મારફતે ઓળખાણ કરીશું, એટલે એ ભુલેલો દોરાબ પણ તને શેહેરાં તરીકે અને મને તારી કમ્પૅની-અન ' મેહેરાં તરીકેજ ઓળખાવશે"

"પણ એમ ધારો કે તમે દોરાબને બોલાવશો અને તે નહિ આવે અને તેના બાવા આવશે તો ?"

"તો જોઇ લઇશું. પેશતનજીને સમજાવીને એ યોજનામાં સામેલ કરીશું અને વખત જોઇને વાત કરીશું. મુંબઇમાં રહીને એમ નામ બદલી શકાયજ નહિ. બાહેરગામ જઇને નામ બદલીશું. મેહેરાં, બસ તારી હા કહેવાની ખોટી છે. બાકીનું કામ હું પોતે કરી લઇશ, વળી એમાં આ-પણને ગમત પડશે તે તો જુદી !"

" જો નામ ફેરવવાં હોય, તો બીજાં ભળતાં નામ ધારણ કરીએ. દાખલા તરીકે મીસ ફલાણા-ફલાણા અને બે બેનો હોઇએ તેમ રહીએ."

"તો પછી સોલીસિટર મારફતે ઓળખાણ કેમ પડાય ? શેહેરાં તરીકે રહીને હું જાલપરવીઝની પરિક્ષા લઇ શકતી નથી. શેહેરાં તરીકે મારો ટેક અને દરજ્જો હું ખોહવા ઇચ્છતી નથી. વળી તું શેહેરાં થશે તોપણ તું મગરૂબી મીજાસનો પાર્ટ ભજવી શકશે નહિ, પણ તું જાણે છે ખરી કે મારામાં તો મગરૂબીનો અંશ તારાં કરતાં ઝાઝો છે."

છેવટે, ઘણી સમજાવતથી મેહેરાંએ આ ગોઠવણમાં સામેલ થવાની હા પાડી. ખરેખરૂં કહીએ તો તેણીને શેહેરાંએ હા પાડવાની ફરજ પાડી હતી. વળી તેણીએ શેહેરાંને મદદ કરવાની ફરજ વિચારી હતી. તેણી અંદરથી ઘણું ઇચ્છતી હતી કે દોરાબ વાડીઆને મળીને ખુલાસો કરૂં કે હું શેહેરાં નથી, પણ એમ કરવાની તેણીને તક મળી હતી નહી, કારણકે તેઓ થોડા દિવસમાં મુંબઇથી ઉપડી ગયાં હતાં, અને માથેરાન જઇને રહયાં હતાં. હાલ તુરત તેઓ માથેરાનમાં 'કલેરેનડન' હોટેલમાં જઇને ઉતર્યાં હતાં.

પોતાની યોજના બરાબર અમલમાં મુકવા માટે શેહેરાં નોકરોમાંથી કોઇને સાથે લઇ ગઇ હતી નહી. હોટેલમાં જઇને ત્યાં નવી આયા રાખી હતી.

દોરાબ વાડીઓ ફરીથી શેહેરાંને મળ્યો હતો નહીં, તેનું કારણ શું ? તેનું કારણ આ છે કે તેણે મનમાં વિચાર કીધો હતો કે મારો મિત્ર જાલપરવીઝ શેહેરાં સાથે પરણે. તો આરઃ મેહેરાંને તે ખરાં દિલથી ચાહતો હતો, અને જોકે તે ગરીબાઇની દરકાર કરતો હતો નહી, તે છતાં જ્યારે તેણે જાણ્યું કે આ છોકરી દોલતવાન છે, તે પળથી તે પોતાના

પ્યારને દાબવા લાગ્યો, અને મનાવા લાગ્યો, અને પોતાના મન સાથે બડબડવા લાગ્યો, 'આહ ! હું એમ ધારતો હતો કે મારો 'લવ' ગરીબ છે, પણ એ તો મોટી જરદાર નિકળી ! અફસોસ ! એ ગરીબજ હોત તો કેવું સારૂં ! એમ હોત તો હું જરૂર મારા પ્યારને પોષીને મોટો કરત, પણ આ નવા સંજોગમાં હાલ તુરત તેણીને વધુ વાર મળવાનું વાજબી નથી."

મેહેરાં અને શેહેરાંના નામો માથેરાન ક્લૅરનડન હોટેલના પરોણાનાં લિસ્ટમાં દોરાબે વાંચ્યાં, ત્યારે તેને ખબર પડી હતી કે આ બન્ને છોકરીઓ માથેરાનમાં છે.

---

## પ્રકરણ ૧૬ મું.

### એમા ખોટું શું છે ?

શાન સલુક ને સભ્યતા, ધરાવે જે નાર,
હોય ભલે તે પરાક્રમી, ફળે તેનો સંસાર.

શેહેરાં હોટેલની ગૅલરી ઉપર હાથ ટેકીને ઉભી ઉભી બોલી, " મેહેરાં, હું ઘણીજ દિલગીર છું કે આપણો પાર્ટ ભજી બતાવવાની મહેનત સફળ થઇ નથી."

" દિલગીર છે ? કેમ ? શા માટે ?"

" તો, જોની, જૂઠું કેટલું બધું બોલવું પડેછ ! જગેજગ જૂઠું બોલવું પડેછ! અને નામ છુપાવવાની તકલીફ લેવી પડેછ !" શેહેરાંએ કહ્યું.

" હું બધી વખત તને આગલ કરૂં છું, એટલે મને જૂઠું બોલવાની ફરજ પડતી નથી, " મેહેરાં હસીને કહેવા લાગી.

" પણ તારે એમ નહી સમજવું કે ગુનાહમાંથી તું છટકી જશે. મારી યોજનામાં તું પહેલા મદદગાર છે, એટલે વાંક તારા અને મારા બન્નેનો એક સરખો કહેવાશે," શહેરાં હસીને બોલી.

" અને વળી, શેહેરાં આ બાબદને લીધે તેં પૈસાની ધુળધાણી કેટલી બધી કરી છે !" મેહેરાં કહેવા લાગી.

" ધૂળધાણી કીધી એમ નહી સમજવું. તારા ડ્રેસને માટે પૈસા ખરચ્યા તે કંઇ ફોકટ નહીં ગણાય. વાહાલી મેહેરાં, શેહેરાંનો પાર્ટ ભજવતાં તને ડ્રેસ કરવાની બહુ મહેનત પડતી હશે, પણ તું ઘણી શોભે છે, અંહ ! "

આ વાત ખરી છે કે આ યોજના પાર પાડવા માટે મેહેરાંને માટે શેહેરાંએ તહરેવાર સાડીઓ, સદરાઓ, બુટ, અને ઘરેણાં વગેરે વગેરે, ડ્રેસ પછવાડે પૈસાની: મોટી રકમ ખરચી હતી, કારણકે મેહેરાંને શેહેરા તરીકે ડ્રેસ કરવોજ જોઇએ, નહીં તો પાર્ટ બરાબર ભજવી શકાયજ નહિં.

" પણ, શેહેરાં, એમાં તારી મતલબ શી છે, તેની મને હજી સમજ પડતી નથી, મને તો એનો અર્થજ સમજ પડતો નથી, પણ વારૂં, કોઈ ઓળખીતું મળી જાય, તો કેવી ફજેતી થાય તેનો તને ખ્યાલ છે ?"

" મેહેરાં, એમાં મતલબ છે અને અર્થ પણ છે. મેં તને તે હજી સમજાવ્યું નથી. જાલપરવીઝ માથેરાનમાં છે, એમ મને ખબર કરવામાં આવી ત્યારે મેં જોયું, કે તે જો અચાનક મળી જાય, અને આપણા સમાગમમાં આવે, તો તેની તપાસ લેવાને જરૂર બની આવે. હું જાલની પરિક્ષા લેવા આતુર છું, જેથી તે મારે લાયકનો ભરથાર નિવડશે કે નહિ, તે હું જાણી શકું," આ પ્રમાણે ખુલાસો કરીને શેહેરાં હસવા લાગી.

"હવે હું સમજી! વહાલી શેહેરાં, ત્યારે તો હવે જે થાય તે ખરૂં! હવે તો એ યોજના બરાબરજ પાર ઉતારીશું. મને પહેલેથીજ બરાબર સમજણ કેમ નહીં પાડી?" મેહેરાં પૂછવા લાગી.

"પહેલેથી કહેતાં જરા મને શરમ અને આંચકી લાગી, પણ હવે કહ્યું કે નહિ!" શેહેરાં મેહેરાંને કોટી કરી બોલી. અને પછી કહ્યું, "જો, મેહેરાં, હું જાલને પણ ગેરઇનસાફ કરવા માંગતી નથી. મેં તેને જોયો નથી કે તે કેવો છે, અને જાણતી નથી કે તેના આચાર વિચાર કેવા છે. ઘણાં વરસની વાત ઉપર જે કાંઇ મેં તેની વિરૂદ્ધ સાંભળ્યું હતું તેને વળગી રહું તો એ જવાનને ગેરઇનસાફ કરવા બરાબર થાય છે. હજી મેં કાંઇ નિશ્ચય કીધો નથી, કારણ કે પરિણામ શું આવશે, તે હું ચોક્કસપણે કહી શકતી નથી. કદાચ એવું બને કે તેની રીતભાત મને ગમે, અને તેથી બપાવાજીની છેલ્લી મરજી પણ પાર પડે. એક કાંકરે બે પક્ષી મરાય તો સારૂં કે નહીં? વકીલની મારફતે ઓળખાણ થાય તે અગાઉ આપણેજ જાણે અચાનક મળી ગયાં, અને ઓળખ થઇ, ને તેમ જો તપાસ થતી હોય, તો તેથી પણ વધારે સારૂં, પણ આપણને સૌથી અગત્યની સાવચેતી લેવી છે, તે એ કે તેને ખબર નહિ પડવી જોઇએ કે આપણે તેની હિલચાલ અને રીતભાત તપાસીએ છીએ."

"ઓ બાપરે, શેહેરાં, તારામાં આટલાં બધાં પરાક્રમ છે, એમ હું નહિ ધારતી હતી!" મેહેરાં શેહેરાંની ચતુરાઇ અને હુસ્યારી જોઇ બોલી.

"આપણું કામ કોઇપણ રીતે જોતાં બુરૂં નથી! આપણે આપણી મતલબ ભલી નેમથી રમીએ અને તેથી કોઇને નુકસાન નહિ થાય તેમ આપણું કામ કહાડી લઇએ, તો તેમાં ખોટું શું? આપણ ઓરત જાતને એટલી હદ સુધી નાટક ભજવવો નહીં જોઇએ એમ કદાચ કોઇ મરદો બોલશે, પણ મરદો પોતાની મતલબને ખાતર હજારો ઉંધાચત્તાં કરે છે તે ચાલે કે!"

" તું ખાતરીથી જાણે છે કે જાલ માથેરાનમાં છે ? કેમ ખબર કહાડી ? મેહેરાં પૂછવા લાગી, "શેહેરાં, તું એમ સમજે છે કે આ બાબદમાં હું તારી તરફ પુરતી દિલસોજી ધરાવતી નથી, પણ તેમાં તું ભૂલે છે. હવે હું તારી યોજનામાં સંપૂર્ણ દિલસોજી ધરાવું છું," શેહેરાં પેહેલાં મેહેરાં વિષે ખરેખર ભૂલ કરતી હતી, પણ હવે મેહેરાંના સખ્યારાભરેલા સખુનોથી ધણી રાજી થઇ.

" મેહેરાં, એક બીજી વાત છે, જેથી જાલને ગેરફાયદો થશે. હું તેની બધી રીતભાત અને સઘળા આચારવિચાર તપાસી લઇશ, પણ તેને અંધારામાં રાખ્યાથી તે મારી તપાસ લઇ શકશે નહિ, પણ ચાલો. મારા ભેજામાં આ એક જાતનો ફીટો આવી ગયો હતો, પણ હવે જ્યારે શરૂઆત થઇ ચુકી છે ત્યારે તો છેલ્લી ઘડી સુધી અજમાયશ ચાલુ રાખીશું."

" એ કાંઇ તારો ફીટો નહિ કહેવાય. આ તો દોરાબ વાડીઆની ભૂલ થઇ, અને તે ભૂલ ઉપરથી તને આવો વિચાર સુઝયો,"

"જેમ કહે તેમ ખરૂં ! હવે તો આપણે વખત આવશે ત્યારેજ પાછાં ખરાં નામ વાપરીશું. હાલ તુરત તો તું શેહેરાં અને હું મેહેરાં છું. માથેરાનમાં છીએ ત્યાં સુધી હવે પાછાં નામ ફેરવાય નહિ," શેહેરાં બોલી.

આ પ્રમાણે વાત કરતાં અગાસી ઉપર બેઠાં બેઠાં તેઓ હવા ઘોરતાં હતાં. હોટેલ રસ્તા ઉપર આવેલું હતું, ત્યાંથી લોકો પસાર થતાં હતાં, તે જોતાં અને ગપ્પા મારતાં તેઓ બેઠેલાં હતાં.

"શેહેરાં, આજે નવા ઉતારૂઓ ઘણા આવ્યા છે. સહવારની ગાડીમાં બે છડા માટીડા આવ્યા છે, તેઓ આપણી પાસેના ઓરડામાં ઉતર્યા છે. એકના મોંઢાપરથી સારૂં માણસ લાગે છે, પણ બીજો તો ઉઠાઉગીર કે

કે પોશાગીર જેવો લાગે છે, જો કે એ બીજાનો ભપકો બહુ ભારી છે,” મેહેરાંએ કહ્યું.

“હા, મેં પણ તેમને દીઠા. એકના હાથમાં સબી પાડવાની ‘ઇઝલ’ હતી, તે ઉપરથી હું ધારૂં છું કે એમાંનો એક સબી રંગનાર હશે. કાલે આપણે ‘પેનોરામા પોઇન્ટ’ ઉપર ફરતાં હતાં ત્યાં પણ કેટલાક ચિતારાઓ કુદરતી સીનસીનરીનો ચિતાર પાડતા હતા. મને પિકચરનો બહુ શોખ છે. મુંબઇમાં એકઝીબિશન ભરાયું હતું તે હું જોવા ગઇ હતી. ત્યાંથી મેં એર જરથોસ્તની સબી ૫૦૦ રૂપીએ ખરીદી હતી. તે એવી સરસ પાડેલી છે કે જાણે જરથોસ્ત સાહેબ આપણી સાથે વાત કરતા હોયની! તેની નિચે ફકત J. P. artist પાડેલું છે. એ જે. પી. ની બધી સબીઓને સોનાનો ચાંદ મળ્યો હતો, એમ મને ખાતરીથી કહેવામાં આવ્યું હતું. “શેહેરાંએ વાત ચલાવી.

“શેહેરાં, ચાલ, ઘોડા મંગાવ. રૂતુ ઘણી ખુશનુમા લાગે છે, આપણે જરા ફરી આવીએ. અહીં ખાવાનું ઘણું અને કામ કરવાનું થોડું, તેથી ખાધેલું જરતું નથી. જરા કસરત થાય તો વધારે સારૂં.” મેહેરાં બોલી.

“ મેં મેનેજરને સહવારે કહી રાખ્યું છે કે સાંજે બે ટટ્ટુ મંગાવજો, તે આવતા હશે, ” શેહેરાંએ જવાબ દીધો.

આ પ્રમાણે વાત કરતાં હતાં તેટલામાં તેમના ટટ્ટુઓ આવી પુગ્યા. તે ઉપર બેસીને બન્ને મિત્રણો ‘ એકો પોઇન્ટ ’ ઉપર ફરવા ગઇ.

---

## પ્રકરણ ૧૭મું.

### માથેરાનની એકો-પોઇન્ટ.

અકસમાતના સંજોગોથી જે બનાવો બને છે,
હાથ હરીનો તેમાં છે, એમ દાનાવો ગણે છે.

‘ એકો-પોઇન્ટ ’ માથેરાનની એક જાણીતી ટેકડી છે. જ્યાં ઉભાં

રહીને મોટેથી બોલીએ, તો આપણા બોલોનો ' ઍકો ' એટલે પડઘા થાય છે. આ ખુદરતી પૉઇન્ટ છે, એને કોઇએ કોતરી કાઢી નથી, પણ વખતના વહેવા સાથે તે પૉઇન્ટ ખુદરતી રીતે બની છે. આ પૉઇન્ટ ઉપર માથેરાનમાં હવા ખાવા આવનારાઓ મોટી સંખ્યામાં ઉતરી પડે છે.

માથેરાનના રસ્તા ધ્યાનમાં રાખવામાં શેહેરાં અને મહેરાં બન્ને એકકાં હતાં, તે છતાં તેઓ ઘોડાવાળાને હંમેશ સાથે લેતાં હતાં, પણ આ વખતે તેઓ એકલાંજ ગયાં હતાં, કારણ કે તે પૉઇન્ટ તરફનો રસ્તો તેમને બરાબર જાણીતો હતો. વળી ફરીને જલદી પાછાં ફરવાનો વિચાર કરીને તેઓ નિકળ્યાં હતાં.

જતી વખતે તેઓ ટટુ ઉપર બેસીને ગયાં હતાં. જઇને તેઓ બીજાંઓની મદદથી ટટુપરથી ઉતર્યાં હતાં, અને થોડીવાર ત્યાં બેઠાં હતાં. જલદી પાછું ફરવું એ વિચાર તેમનાં ધ્યાનમાં રમ્યા કરતો હતો, અને તેથી તેઓ પાછાં ટટુપર બેસવાની તૈયારી કરે છે, તેટલાં તેમની પાસેના ઓરડામાં સહવારે આવેલા પેલા બે માટીડાઓ, જેમને માટે મેહેરાંએ ટીકા કરી હતી, તેઓ ત્યાં પગે ચાલતા આવી પુગ્યા. હજી તો બન્ને બેનીઓ ટટુપર ગોઠવાય, તેટલાં કોઇ યુરોપિયન ઘોડો દપટાવતો ત્યાં આવી પુગ્યો. તેના ઘોડાના ખંખાર અને પગલાંથી મેહેરાનું ટટ્ટું ચોકયું; અને દોડવા મંડયું. આથી મેહેરાએ ગભરાઇને ચીસ પાડી, અને જો પેલા બે પારસીઓમાંના એકે તેણીના ટટુને પકડીને તેણીને નિચે ઉતારી ન હોત, તો મેહેરાને તે દહાડે જરૂર અકસ્માત થાત; અને તે કદાચ પ્રાણઘાતક પણ નિવડત. તેણીને ગભરાયલી હાલતમાં થોડીવાર બેસાડીને શાંત પાડી', ત્યાં સુધી પેલો ગ્રહસ્થ, જે આપણે ઇસારો કરી ગયા છીએ તેમ એક ચિતારો હતો, તે ત્યાં ઉભોજ રહયો હતો. બીજો પારસી જે બાહેરથી ગ્રહસ્થ દેખાવાની કોશેશ કરતો લાગતો હતો. તે હાંડા માસ્ટર જેવો વધારે દેખાતો હતો. પાસે દાઢીઆં હશે, તેના જોરથી તેણે ઠાઠમાઠ તો પગથી માથા સુધી કરેલો હતો.

શેહેરાં પણ ટ્ુપરથી પાછી નિચે ઉતરી પડી હતી. તેઓ બન્ને બેનપણીઓએ, ગભરાયલી હોવાથી પગે ચાલીને હોટેલમાં પાછી ફરવાનો વિચાર કર્યો, પરંતુ તેઓના ઘોડાવાળા સાથે આવેલા હતા નહી, તેથી આ બન્ને ગ્રહસ્થોએ એકેક ઘોડાની લગામ પકડીને ઘોડા ચલાવ્યો, આવી રીતે હાલ તુરત તો તેઓ ઘોડાવાળા થયા હતા ! આવી રીતે સમાગમમાં આવ્યાથી તેઓ વચ્ચે રસ્તે થોડી ઘણી વાતચીત થઇ હતી. આ બે બાનુઓના ઘોડા સાચવવાની તેમને ફરજ પડી હતી, નહીં તો તેમને તેમની સાથે ચાલવાનું બીજું કશું કારણ હતું નહિ. વળી વાત કરતાં માલુમ પડયું કે તેઓ પણ એકજ હોટેલમાં ઉતર્યા હતા. આવા નધારેલા બનાવથી તેઓ બધાં સાથે હોટેલમાં પાછાં ફરયાં. તેઓ ઘોડા ઉપર બેસીને આવત, પણ ઘોડાની પીઠ ઉપરના જીન બાનુઓને લાયકનાં હતાં. વળી બીજી એક મુશ્કેલી આ હતી કે પેલા આરટીસ્ટનો મકાઇબુડો દોસ્ત ઘોડા ઉપર બેસી જાણતો નહતો.

અતરે, વાંચનારની જાણ માટે કહેવું જરૂરનું છે કે આ બે બાનુઓ હોટેલની ‘જનરલ ટેબલ’ ઉપર ખાણું લેતી હતી. નહિ, પણ તેઓએ પોતાના ઓરડામાંજ ખાણું લેવાની ગોઠવણ પહેલેથીજ કરી રાખી હતી. આ પ્રમાણે સાંજે હોટેલમાં પાછાં ફરયાં પછી, આ બે બાનુઓ પોતાના ઓરડામાંજ ભરાઇ બેઠી હતી. વળી, મેહેરાં સેહેજ ગભરાયલી હતી, તેથી તેણીને આરામની જરૂર હતી. આથી, તેઓ જમવાના વખત સુધી ઓરડામાંજ રહી હતી. જમી રહયાં પછી પણ મેહેરાં પાછી બિછાના ઉપર આળોટવા લાગી, પણ શેહેરાં, ચાંદરણું પડતું હોવાથી, હોટલની ગૅલરી ઉપર બાહેર નિકળી હતી, પણ જોય છે તો ગેલરી ઉપર પેલો આરટીસ્ટ પણ ઉભો રહી ચાંદરણું ઘોરતો હતો. તે આરટીસ્ટ કોઇ નહિ પણ શેહેરાંનો સગો હતો, જેની સાથે પરણવા તેણીના બપાવા મારકશાહ વિલમાં ફરમાવી ગયા હતા, તેજ આ આરટીસ્ટ હતો, એમ શેહેરાં જા-

જાણતી હતી નહિ કે આ મારો સગો છે, તેમ પેલો આરટીસ્ટ પણ જાણતો હતો નહિ કે આ મારી સગી છે, અને માકાશાહ કાકા જેની સાથે પરણવા ફરમાવી ગયા છે તેજ આ છોકરી છે, ખુદરતની મરજી થઇ, તેથી તેઓ ન ધારેલી રીતે સાથે મળ્યાં હતાં.

---

## પ્રકરણ ૧૮ મું

### પેહેલી મુલાકાત.

પેહલી મુલાકાતમાં જે મત ઓચરાય,
અસર તેની જીગરપર ઉંડી કોતરાય.

એક તો મેહેરાં ઘોડાની મસ્તીથી ગભરાઇ હતી, અને તેથી તેણી ઓરડામાં ભરાઇ રહી હતી. તેનું બીજું કારણ આ હતું કે પેલા આરટીસ્ટના સાથીને તેણીએ ઓળખ્યો હતો. તે બીજો શખ્સ કોઇ નહિ પણ પોતાના ભાઇ સોહલનો શેઠ હતો. વાંચનારને યાદ હશે કે સોહેલ પોતાના શેઠને ત્યાં ચોરી કરીને નહાસભાગ કરતો હતો. પેલા આરટીસ્ટનો ઇશ્કી અદુખરો દોસ્ત બીજો કોઇ નહિ પણ સોહલનો શેઠ બી. હોરમસજી ઝવેરી હતો.

આથી, મેહેરાં તે દહાડે ઓરડામાંજ રહી હતી, અને શેહેરાં રાબેતા મુજબ જમ્યા પછી ગૅલેરી ઉપર નિકળી હતી, પણ આપણે ઉપર કહી ગયા, તેમ પેલો આરટીસ્ટ પણ ત્યાં ઉભેલો હતો.

તેણે શેહેરાંને જોઇને સભ્યતાથી સલામ કરી, અને પોતાના ઓરડામાંથી ખુરશી લાવીને શેહેરાંને બેસવાની અરજ કરી. ત્યાર પછી તેઓ વચ્ચે થોડી સાધારણ વાત થઇ,

" કેમ, તમારાં સહી બાહેર નથી આવ્યા ? કાંઇ ઇજા તો નથી થઇ ? સેહેજ અંગ ઠબકાયું હશે " આરટીસ્ટ બોલ્યો.

" હાજી, મારી સહી બહુ બિહકણી છે, તેથી ઘણી ગભરાઈ. વાગ્યું કાંઇ નથી, પણ સેહેજ આશાયશ લેશે તો બસ, " શેહેરાંએ જવાબ દીધો હતો.

" હશે, બાઇ, હું તો શેહેરે શેહેર ફરતો છું, અને પારસી બાનુ- ઓના સમાગમમાં ઘણોજ થોડો આવું છું, તેથી પારસણો વિષે હું કાંઇ પણ મત આપવાની ઉતાવળ કરતો નથી," આરટીસ્ટે કહયું.

" તમારી વખતસરની મદદ નહિ મળતે, તો મારી સહીને એક મોટો અકસ્માત થતે, એમાં તો કશો શક નથી, માટે તમારો ઉપકાર થયો છે," શેહેરાં ઉપકારની લાગણીથી બોલી.

" નહિ બાઇ, એમાં મેં ઉપકાર જેવું કાંઇ કીધું નથી. માણુસની ફરજ છે કે બીજાં માણુસને જરૂરની વેળા મદદ કરવી. મેં મારી ફરજ સિવાય કશુંએ કીધું નથી. એ તો શું પણ કદાચ દરીઆમાં કે કુવામાં ઉતરવું પડે તો હું એક પળપણ વિચાર કરવા ઉભો રહું નહિં. મારી આદત છે કે કોઇને પણ દુઃખમાં સહાય થવું. "

આ પછી કેટલીક વાર સુધી તેઓ બંને જણ ચુપ બેઠાં. પછી શેહે- રાંએ તે ચુપકીદી તોડી, અને તેણી બોલી, " માફ કરજો, હું તમને એક સવાલ પૂછવા માંગું છું. આપણે ફરીને સાંજે પાછાં ફરતાં હતાં, તેવારે તમારો દોસ્ત પિકચરો અને આઇલપેનટીંગની વાતો કરતો હતો, તે ઉપરથી હું ધારૂં છું કે તમે લોકો મોટી છબી રંગનારા છો."

" મારો દોસ્ત કાંઇ નથી જાણુતો, પણ તમારો સેવક એક આરટીસ્ટ છે, " તેણે સભ્યતાથી જવાબ દીધો.

"અને તમને અડચણ નહિ હોય તો તમારૂં નામ અને ઠેકાણું આપશો ?"

" મારૂં નામ જે. પી. આરટીસ્ટ છે.

" જે. પી. આરટીસ્ટના પિકચરો મેં મુંબઇના એકઝીબીશનમાં જોયાં હતાં, અને ત્યાંથી એ ચિતારાના હાથની એક જરથોસ્ત પેગમ્બરની મોટી સબી મેં મોઘી કિંમતે ખરીદી છે. બેશક તમારાં ચિત્રો જાણે જીવતાં હોય અને આપણી સાથે વાત કરતાં હોય તેમ લાગે છે!" શેહેરા વખાણના શબ્દો બોલી.

" મારાં ચિત્રોની તારિફ તમારા જેવી એક બાનુના મોઢેથી સાંભળતાં મને ઘણી ખુશાલી પેદા થાય છે. છે તો ખરૂં, જે મારાથી બને તેટલું કરી શકું છું, વધારે નહિ." આરટીસ્ટે પણ સભ્યતાથીજ જવાબ દીધો.

" તમારૂં નામ મેં ન્યુસપેપરમાં વારંવાર વાંચ્યું છે. આપ વડાઈ જેવું તમારાંમાં કશું નથી. પણ એ તો તમારી લાયકી છે ! " શેહેરા બોલી.

" બાનુ, અમારો ચિતારાનો ધંધો એવો છે કે અમારૂં કામ એક હજાર માણસ જોય અને તપાસે, પણ એક હજારમાંથી ફકત એક જે તેની ખરી ખુબી સમજતો હોય તેજ તેની ખરી પરિક્ષા કરી શકે. બીજા બધાંઓને અમારા ચિત્રો જોઇને હસવું આવે તેમાં નવાઇ નહિ, કારણકે બધાઓને અમારૂં કામ ઘસાડા અને રંગના ધાબાં જેવું દેખાય છે. હું ઘણો ખુશ છું કે તમારાં જેવાં એક પારસી બાનુંને મારાં ચિત્રો ઘણાં પસંદ પડયાં! તમને પોતાને ચિત્રકળાની કાંઇ સમજણ ખરી કે ? "

"હાજી, હું સ્કુલમાં હતી ત્યારથી મને ડ્રૉઇંગનો ઘણોજ શોખ હતો," શેહેરાએ જવાબ દીધો.

" તે શોખ તમે આગળ વધારતે તો તમે ચિત્રકળામાં પ્રવિણ થતે. આજકાલ છોકરીઓ દરેક બાબદ અધુરી શીખીને છોડી દે છે, અને જવાન

વયમાં સંસારની જુસરીમાં પડીને ઘરનો ઘસડબોરો માથે ઉઠાવે છે, આને લીધે ઉંચી કિસમનું શિક્ષણ તેઓ ક્યાંથી સંપાદન કરી શકે ?"

"નહીંજી, હું પોતે હમણાંથી સંસારની જુસરીમાં જોડાવાનો વિચાર કરતી નથી. હાલ તો હું મારી સહી સાથે તેણીની એક પગારદાર 'કમ્પૅનીઅન' તરીકે સાથે ફરૂં છું અને તેથી મને મારો અભ્યાસ ખાનગી રીતે આગળ વધારવાને ઘણો અવકાશ મળે છે."

શેહેરાં પોતાનો ભાગ ભજી બતાવતી હતી. જાણી જોઇને તેણીએ પોતાની સહીનું નામ આપ્યું હતું નહિ, તેમજ પોતાનું નામ કહેવાની પણ જરૂર જોઈ હતી નહી, તેમજ પેલા આરટીસ્ટે નામ પુછવાની અસભ્યતા દેખાડી હતી નહિ. "હું ઘણોજ ખુશ છું કે હમણાં હમણાં કેટલીક બાનુઓ પોતે પોત્તાની કમાઇથી ગુજરાન કરતાં શીખ્યાં છે. અયાસી આળસુ અલ્લુપાડાની માફક ખાઇને ઘરમાં મરઘાંના પીંજરામાં ઢંકાઇ રહે, અને બાહેર ખુલ્લી હવામાં નિકળે નહિ, અને ભાઈ તથા માબાપને સદંતર માથે પડે, તેના કરતાં પોતાનું ગુજરાન કરનાર તમારાં જેવાં શીખેલાં ભણેલાં બાનુઓને માટે મને ઘણું માન રહે છે."

"તમારા આવા ઉમદા વિચાર માટે હું ઉપકાર માનુંછ, પણ ચાલોજી, હવે હું મારા ઓરડામાં જઇશ. મારી સહી મારી રાહ જોતી હશે," શેહેરાં બોલી

"થોડી વાર બેસો. ચંદ્રમા હજી તો હમણાંજ પ્રકાશવા લાગ્યો છે, આજુબાજુનો 'સીન' તો જરા ધ્યાનથી જુઓ !" પોતે આજુબાજુ નજર ફેંકતો આરટીસ્ટ શેહેરાંને કહેવા લાગ્યો.

"હાજી. પણ તમારી અને મારી આંખો વચ્ચે ઘણો ફરક છે. તમે એ ખુદરતી 'સીન' તમારી ચિત્રકળાની નજરથી જુઓ છો, તેમાં જેટલી તમને મજાહ પડે તેટલી મજાહ મારી આંખોને પડે નહિ," એમ કહીને શેહેરાં ત્યાંથી ઉઠીને પોતાના ઓરડામાં ચાલી ગઇ.

# પ્રકરણ ૧૯મું.

## પસંદગીનું પજરણ.

જોયો, ગમ્યો, પાછો ગયો, યાદ આવે હરદમ,

અર્થ એનો છે દિલ મહીં કે 'પસંદેહ કરદમ'

બીજી સહવારે સકાળેથી શેહેરાંને એક તાર મળ્યો. તે મોકલનાર દોરાબવાડીઓ હતો. કાંઇ કામને માટે આજની ગાડીમાં સાંજે માથેરાન આવી પુગીશ, આવી મતલબને તે તાર હતો.

" વળી એ કાકા શું માગેછ?" શહેરાં તાર વાંચીને બોલી.

" રજાના દિવસો ઉપર આશાયશ લેવાને બદલે બિચારાને પોતાનાં કુળને વાસ્તે સેંકડો માઇલ મુસાફરી પણ કરવી પડે છે." મેહેરાં દોરાબની દયા ખાતી બોલી.

શેહેરાં જાણતી હતી કે દોરાબની મુલાકાત મેહેરાંને ઘણી આવકાર દાયક થશે, અને તેથી ખુસમશકેરીના રૂપમાં ખાસ ચીરડવવા બોલી "મેહેરાં આપણે તુરત તાર કરીએ કે અમે અતરેથી ઉપડવાની તૈયારી કરી ચુકયાં છીએ ?"

" મારી સલ્લાહ માનતી હોય તો બહુ તોછડું લાગશે, '' બોલી મેહેરાં ખરૂં સમજીને કહેવા લાગી.

"ચાલ, ત્યારે તું રાજી થા, " શેહેરાં ટકોરમાં બોલી, "પણ તેના બાવા આવતે તો મને ગમતે. વળી આ એકલડોકલ જવાનને આપણા ઓરડામાં પણ ઉતારો આપી શકાશે નહીં."

તેણીએ મેનેજરને બોલાવ્યો અને તેને કહ્યું, "આજે એક ગ્રહસ્થ અતરે આવશે, તેને માટે સારૂં બિછાનું તેમજ ડિનર જોઇશે, અને તેને કાઇ બીજા ઓરડામાં ગોઠવજો."

"તમારી પાસેનો ઓરડો ખાલી છે. પેલો ચિતારો અને ઝવેરી બન્ને ચાલતા થયા છે," મેનેજરે ખબર આપી.

"તે લોક અહીં થોડા દિવસ રહીશું એમ કહેતા હતા," શેહેરાં અજબ થઇને મેનેજરને કહેવા લાગી.

"હા, પણ બન્ને દોસ્તોને આજે સહવારે કાંઇ મતફેર પડયો, અને એ મતફેર હું જાણુ છું ત્યાં સુધી તમો બાનુઓનાં સંબંધમાંજ હતો. મેં પેલા ચિતારાને પોતાના દોસ્તને ઠપકો આપતાં સાંભળ્યો કે બાનુઓ તરફ મર્યાદા અને માનની નજરે જોવું ઘટે છે. એ ચિતારો ઘણો અશરાફ માણુસ છે," મેનેજરે શહેરાંને વધુ ખબરથી વાકેફ કરી.

"હાજી, તે તો બહુ ભલો માણુસ લાગે છે, પણ તેનો દોસ્ત આ હોટેલમાં નહિ ઉતરે તેટલું તમને સારૂં. એ બીજો બડો બદમાસ દીસે છે. પાસે પૈસા છે તેથી લોકો અખાડા કરે છે—

"વારૂ, મેનેજર, આજે આવનાર ગ્રહસ્થ રાતે અમારી સાથે અમારા ઓરડામાંજ જમશે અંહ! જરા સારી સારી ' ડીશો ' અમારા હિસાબે એકસ્ત્રા (Extra) બનાવજો."

"વારૂંજી, પણ હું કહેતાં ભુલી ગયો કે પેલો ચિતારો જતી વખતે મારા ઓરડામાં એક પિકચર તમારા માટે આપી ગયો છે. તે હું માણુસ પાસે મોકલું તે લેજો"

તે પિકચર ખોલીને જોતાં તે માથેરાનની 'પૅનોરામા પૉઇન્ટ'નો વ્યુ હતો. આ દેખાવ જોઇને જીવ એટલો ખુશ થતો હતો કે બોલવાની વાત નહીં. શેહેરાંને તે અતિગણો ગમ્યો. આ ચિત્રની નિચે J. P. (જે. પી.) અક્ષર પાડેલા હતા. આ ચિત્ર શેહેરાંએ બહુ સંભાળથી સાચવી રાખ્યું અને મેહેરાંને કહ્યું, "મેહેરાં, આ ચિતારો કોઇ અમીરજાદો લાગેછ. મારી સાથે થોડી મિનિટ વાત થઇ પણ વાતમાં એટલી લાયકી અને સભ્યતા, અને બાનુઓ તરફ માન અને મર્યાદા એ સઘળું જોઇને હું તો ખાતરીથી

માનુછ કે એ કોઇ સારા ખાનદાનનો અને ઘણોજ સારી ગાલચલણનો પુત છે. બધાજ માટીડાઓ બૈરાંઓ સાથે એવીજ રીતે વાત કરતાં શીખે તો પછી જે અનીતિની વાતો આપણે માટીડાઓને માટે વાંચીએ છીએ તેવી નાલેશી આ જગતમાંથી સદંતર નાબુદ થાય. મેહેરાં હું ઘણી દિલગીર છું કે એ ગ્રહસ્થ સાથે આપણે ઓળખાણ પાડયે તે અગાઉ તે ચાલી ગયો! મને લાગેછ કે એ ચાલી ગયો તેમાં પણ લાયકીનોજ સવાલ સમાયલો છે, તે જાણતો હતો કે એનો સાથી ચાલચલણ અને રીતભાતમાં ઢીલો અને ઉતરતો છે, તેથી તેણે અહીં ફેમીલીઓની વચમાં રાખવાનું તેને વાજબી લાગ્યું નહિ હશે. હું પણ કેવી કેવી અણઘડ છું કે મેં તેનું આખું નામ અને એડરેસ પણ લઇ લીધુ નહિ!"

આ પિકચર તમને ભેટ કીધું તેની સાથે કાંઇ ચીઠી છે કે નહિ? મેહેરાંએ પુછયું.

" નહિ. ફકત એક કાગજની કાપલી પિકચર સાથે 'પિન' કીધેલી છે. અને તેની ઉપર 'એક મિત્ર તરફથી " આટલા શબ્દો સિવાય નામ નિશાન કશું એ નથી!" શેહેરાં દિલગીર થઇ હોય તેમ બોલી.

આ પછી મેહેરાંનું ધ્યાન ન્યુસપેપર વાંચવામાં રોકાયું, અને તે વખતે શેહેરાં ઇઝીચેર ઉપર પડીને પોતાનાં મન સાથે પણ આગલ ઉભેલાંને સંભળાય તેમ બબડીઃ—

" મારી જીંદગીમાં જો કોઇ સારૂં માણસ દીઠું હોય, અને જેની વાતથી મારા દિલ ઉપર સારી અસર થઇ હોય તો આ ચિતારો પહેલો છે. તે શીખેલો, ભણેલો, હુન્નરવાળો, સભ્ય, અદબ અંદાજાથી વાકેફ અને લુચ્ચાઇ લફંગાઇથી તદન નિરાળો છે, વળી તેના વિચારો મને ઘણા નેક અને ઉમદા લાગ્યા, સામા માણસની સાથે વાત કેમ અને કેટલી કરવી તેથી તે માહિતગાર છે. નામ બદલવાથી હવે મને કેવો પસ્તાવો થાય છે. નામ બદલીને અત્યાર સુધીમાં બે જણને ઠગ્યા છે! એક તો દોરાબ

વાડીઆને, અને બીજો આ ચિતારાને; પણ જ્યાં સુધી અમે માથેરાનમાં છીએ ત્યાં સુધી નામ એજ ચાલુ રાખવાં પડશે. ખુદાને ખબર હવે એ ચિતારાનો પાછો મેલાપ ક્યારે થશે ?"

આ પ્રમાણે પોતાના મન સાથે મોટે મોટે બબડીને તેણી વધારે મોટેથી બોલી, "મેહેરાં, આ બે માટીડાં આવ્યા, અને પિકચર મને મળ્યું, તે વિષે દોરાબ વાડીઆ આગલ કાંઇપણ વાત કરવી નહી, અંહા"

"ઠીક છે, હું તારી મરજી સંભાળીશ અને એ વાત નહી કહાડીશ," મેહેરાંએ પોતાની મીત્રણ શેઠાણીને એ પ્રમાણે વચન આપ્યો.

---

## પ્રકરણ ૨૦ મું.

### શુદ્ધ અંતઃકરણ.

સાચી શુભ લાગણીમાં હેતુ નહિ ભળાય,

હેતુ જો ભળાય તો તે શુદ્ધ નહિ કહેવાય.

મેહેરાં સમજી હતી કે પેલા ઝવેરીએ મને સોહલ સરકારીની બેન તરીકે ઓળખી, અને તેથી તેણી બિહતી હતી કે રખેને નામનો ગોટાળો પકડાઇ આવે, પણ તેણીનું ધારવું ખોટું હતું. ઝવેરીએ તેણીને સોહલ સરકારીની બેન તરીકે ઓળખી હતી નહિ. તેને તેના દોસ્ત ચિતારા સાથે આ બે બાનુ ઓને લીધેજ તકરાર થઇ હતી, પણ તે જુદીજ તકરાર હતી

બી હોરમસજી ઝવેરીનું ખાનદાન કોઇ પણ રીતે તપાસ્યે તો ઉંચું હતું નહિ. તેના બાપે પહેલાં લોકોને મોટા વ્યાજે નાણાં ધીરીને પુષ્કળ પૈસો એકઠો કીધો હતો, અને તે પૈસો આ તેના એક પુરા ચાંદને મળ્યો હતો. પાછળથી બાપે મુંબઇમાં ઝવેરીની દુકાન ખોલી હતી, અને

તે દુકાન તેનો નેકનામ દીકરો હજી ચલાવતો હતો. બાપ મારવાડી હતો એટલુંજ નહિ પણ તેનો દીકરો પણ હડહડતા મારવાડીને વટાળે તેવો હતો. પૈએપૈનો હિસાબ ઘણો બારિકાઇથી તપાસવાની ટેવ તેના બાપ તરફથી તેને વારસામાં મળી હતી, અને તે ટેવની બરકતથી તેણે સોહલ સરકારીનો ગોટાળો પકડયો હતો. વળી તે બાપદાદેથી પૈસો ખોટે માર્ગે જવા દેતો હતો નહિ, માટેજ સોહલને પકડાવીને તેને શિક્ષા કરાવવા તૈયાર થયો હતો. પૈસાને ખાતર સામા ધણીને ગમે એવી વેઠ જંજાળ અને દુઃખ પોહોંચાડવા તે તૈયાર હતો. ટુંકમાં, તેના દિલમાં દયાનો છાંટો હતો નહિ. બી. હોરમસજી ઝવેરી કુંવારો હતો. તેની જીંદગીની મોટામાં મોટી ઇચ્છા એક હતી કે કોઇ ઉંચાં ખાનદાનની છોકરી સાથે લગ્ન કરવાં. તેણીની પાસે પૈસો થોડો હશે તો ચાલશે, પણ કોઇ મોટાં કુટુંબની છોકરી, જેનું કુટુંબ અસલવારેથી નામીચું અને જાણીતું હોય, તેવાં ખાનદાનની છોકરીનો તે તલબગાર હતો. અલબતાં, તેને ખાનદાન ઉપરાંત ખુબસુરતીની મોટી ઇચ્છા હતી. છોકરી ખાનદાની હોવા ઉપરાંત ઘણીજ ગોરી અને ઘણી ખુબસુરત તેને જોઇતી હતી. પોતાની આ એક મોટી ખાહેશ પુરી પાડવા તે મોટે મોટે ખાંચરે પરોણા તરીકે જવાને તક મળે, તો કદી ચુકતો હતો નહિ. તેનાં દોઢીઆને ખાતર કેટલીક મમાઇબપાઇઓ તેને ઓવરણા લેતાં હતાં, અને એ બુઢી મમાઇબપાઇઓ તેને કહેતી હતી, કે "જે જો મારી સુનઇ, મારી દીના, મારી શીરીનમાંથી કોઇની સાથે તમારો કાંઇ લગન કરવાનો વિચાર હોય તો કહેજો, શરમાતા ના પણ અતરે વાંચનારને વાકેફ કરવાનું દરૂરત વાગે છે. કે જે જે જવાન છોકરી આ ઝવેરીને ઓલખવા લાગતી, તેઓ તેને થોડા વખતમાં ગાળો દઇને સેઆપામરી ભરીને હાથના અવળા ઓવરણા લીધા વિના રહેતી હતી નહિ. ટુંકમાં, કોઇપણ હુશ્યાર શીખેલી અને શ્યાણી છોકરીને આ ઝવેરીની સમાગમમાં આવ્યા પછી ઝટ ધિક્કાર છુટતો હતો, કારણ કે આ દોઢીઆવાળા પારસીને બિલકુલ રીતભાત આવડતી હતી નહી.

બાઇડીઓ કરતાં માટીડાઓમાં તેને સારી ઓળખ હતી. જરી જરી વારમાં તે કેવો એક શ્યાણો અને સમજુ સજ્જન હોય તેવું ડોળ ઘાલતો હતો, અને વળી કોઇ કાંઇ અણુગમતું બોલે ત્યારે ખડખડ હસી પડતો હતો. આથી આ ઝવેરીની હસવાની ટેવ માટે તેનાં મિત્રોમાં ઘણી ટીકા થતી હતી. સામટી રીતે લેતાં મધ્યમ વર્ગમાં તેને લોકો ઠીક ચલાવી લેતા. હતા, પણ જ્યાં અદબઅંદાજે અને વિવેક ઉંચા પ્રકારનાં જોઇએ, ત્યાં તે માટીડાઓના મંડળમાં મોરનાં પીંછમાં કાગડો એમ તુરત પરખાઇ અને પકડાઇ આવતો હતો.

શહેરાં સાથે પેલા ચિતારાને ગેલરી ઉપર મુલાકાત થઇ, અને ત્યાં ઉભાં રહીને તેણે થોડી વાત કીધી હતી, તે વારે તે ઝવેરી ગેલરી ઉપર હતો નહિ, પણ બીજા ઓરડામાં બીજાઓ સાથે ટાયલાં ટપ્પા મારતો હતો પણ તેણે દૂરથી ચીતારાને વાત કરતાં જોયો હતો, આજકાલના કેટલાક બદમાશીથી ભરેલા પારસી કોરગાઓની સંઘનો તે એક હતો. જો કોઇ ખુબસુરત જવાન છોકરીની સાથે કોઇ માટીડો હસીને વાત કરતો, કે કોઇ છોકરીને હસીને કોઇ માટીડા સાથે વાત કરતાં જોઇ, તો એકદમ સદગુણની ઉંચાઇએ ચઢવાને બદલે દુર્ગુણના નિચાણમાં ભૂસ્કો મારતો, અને એવાં છેવટ ઉપર આવતો હતો કે, "ચાલો, બહીં તો લગન લાગી ચુકયાં!"

આવી તેની કુટેવને અનુસરીને તેણે પેલા ચિતારાને કહ્યું હતું કેમ દોસ્ત "પાડોસની છોકરી સાથે તને ઘણી દોસ્તી બાઝી છે, બચ્ચા એકલો એકલો મજાહ મારશે કે મારો કાંઇ ભાગ કરશે?"

આ સાંભળીને ચિતારાએ તેને જવાબ દીધો હતો, "દોસ્તી શાની? ગેલરી ઉપર ઉભાં હતાં, ત્યારે સાધારણ બાબદ ઉપર વાતચીત થઇ, એ લોક કોણ છે તે પણ હું જાણતો નથી, અને નામ નિશાન પૂછવાની પણ મને જરૂર નહિ હતી,"

# પ્રકરણ ૨૧ મું

## કાચું કાપ્યું.

સપાટી અને ભીતરમાં—છે બહુ મોટો ભેદ,
સપાટી જોઇ ભીતર તજે—તેને થાય છે ખેદ.

દોરાબ વાડીઓ માથેરાન આવી પુગ્યો. તેણે કામધંધાના માણસ તરીકે ડોળ ઘાલવા માડયું. એક રીતે તે મનમાં ઘણો મગન હતો, કારણકે જે છોકરી વજીફાની શેહેરાં તરીકે ઓળખાતી હતી, તે તેની તરફ બહુ માયા મીઠાસથી નિહાળતી હતી. વળી જે કાંઇ તે બોલતો તેને તેણી ટેકો આપતી હતી. આથી ઉલટું, જે ઉંચી છોકરી તેણીની કમ્પૅનીઅન તરીકે કામ કરતી હતી, તે દોરાબ વાડીઆના મતને ઝાઝો ટેકો આપતી હતી નહિ, જો કે દોરાબ પોતે કબુલ કરતો હતો કે બાઇ કરતાં કમ્પૅની-અન વધારે ખુબસુરત તેમજ વધારે હુસ્યાર હતી, પણ તેને દેખાવ અને હુસ્યારી સાથે કાંઇ કામ હતું નહિ, તેને ફકત તેના જીગર સાથે કામ હતું, અને વજીફાંની શેહેરાં તેને ચાહતી હતી એમ તેણે ખુલ્લે ખુલ્લુ જોઇ લીધું હતું, આ રીતે તેનું જીગર માંહેથી બહુ ઉછાળા મારતું હતું, અને ઉભરાઇ જતું હતું.

વળી દોરાબનું એક બાબદ ઉપર વધારે ધ્યાન ખેંચાયું અને તે આ કે વજીફાની વારેસ ઉપર ‘ કમર્પનીઅન ’નો મજબુત કાબુ હતો. લાંબટાંગ છોકરી જેમ કહે તે પ્રમાણેજ વજીફાની વારેસ ચાલતી હતી. આવી રીતે પોતાના હાથ નિચેના પગારદાર આદમીના સંપૂર્ણ તાબામાં રહેવું એ યોગ્ય નથી, માટે આ બાબદનો કાંઇ પુરતો બંદોબસ્ત થવો જોઇએ, એવો મનમાં ઠરાવ કરીને એ બાબદ ઉપર પોતાના બાપની સાથે વાત કરીને, એ કમ્પૅનીઅનને ઠપકો આપવો, અથવા તેણીને નોકરીપરથી બરતરફ કરવી એવો કાંઇ વિચાર તેણે મનમાં ગોખી રાખ્યો હતો.

જ્યારે તે તેમની સાથે વાતચીત કરવા લાગ્યો, ત્યારે મેહેરાંએ પૂછ્યું, "મી. દોરાબશાહ તમે કહેતા હતા કે બાવાજીએ કાંઈ કહેવાડયું છે તે શું છે ?"

અત્રે વાંચનારને કહેવાની અગત્યતા છે કે દોરાબની હાજરીમાં જે વાત થાય, ત્યાં શેહેરાં તે 'કમ્પેનીઅન' સમજવી, અને મેહેરાં તે વજીફાની વારેસને ગણવી.

દોરાબે જવાબ દીધો, " જો શેહેરાં બાનુની મરજી હોય તો હું શું કામ આવ્યો છું તે કહી સંભળાવું. "

આ સવાલ પૂછવાની મતલબ એ હતી કે જો શેહેરાંની મરજી આ વાત ખાનગીમાં સાંભળવી હોય, તો તેમ તેણી ઝટ બોલી દએ, પણ તેની અજાયબી વચ્ચે શેહેરાં બોલી ઉઠી, "દોરાબજી બોલો. શું કામ આવ્યા છો ? તે કહો, મારી વહાલી મેહેરાંની હાજરીની તમારે કશી ફિકર કરવી નહિ. એ મારી બેનપણીને પૂછ્યા વિના હું કાંઇ કરતી નથી. "

આ સાંભળી દોરાબે એક કાગળ ગજવામાંથી કહાડયો, અને શહેરાંના હાથમાં મુકયો. તે કાગળ ઉપર સરનામું ખરી શહેરાંબાનુના નામનું હતું. હવે અહીં વળી ગુંચવાડો ઉભો થયો, કારણકે કાગળ ઉખેડવો કે નહિ ? અહીં તો જે બાઇના હાથમાં કાગળ જવો જોઇએ તેણીના હાથમાં જવાને બદલે બીજીના હાથમાં દોરાબે કાગળ મુકયો હતો, કારણ કે તે તો આ બીજીનેજ શહેરાં સમજતો હતો. આથી કાગળ લઇને દોરાબની શહેરાં સહેજ વિચારમાં પડી, અને પોતાની સહીનાં મોં તરફ જોવા લાગી. આ સઘળું દોરાબને ઘણુંજ અસાધારણ અને નવાઇ જેવું લાગ્યું, કે પોતે બાઇ હોવા છતાં પોતાની કમ્પેનીઅનને પૂછ્યા વિના કાગળ પણ ઉખેડવો નહિ, એ શું ?

આ ઉપરથી તે વિચાર કરવા લાગ્યો કે આ લાંબટાંગ દુકતી મારી શેહેરાંને ફુલવી ફુલવીને ખાલી કરશે. આથી તેણે પોતાનો આગલો વિચાર વધારે મજબુત કરીને મક્કમ નિશ્ચય કરયો કે બાવાને કહીને આ છોકરીને પેંડો અપાવવો.

પરંતુ શેહેરાંએ મેહેરાંનો ગુંચવાડો પામી જઇને કાગળ ખોલવાની ઇસારત કીધી. આવી રીતે ઇસારત મળવાથી દોરાબની શેહેરાંએ કાગળ ઉખેડીને વાંચ્યો.

કાગળ મી, પેસ્તનજી વાડીઆએ લખ્યો હતો:—

"મેહેરબાન શેહેરાંબાનુ, આશા છે કે માથેરાનની હવાંથી તમારી તનદરોસ્તીમાં સુધારો થયો હશે. મારે તમને એક બાબદની સલ્લાહ આપવી છે. તમે તમારી સહી મેહેરબાનુ સાથે ફરો છો તે મને ઠીક લાગતું નથી. અલબત્તા એ છોકરી ભલી હશે, પણ તમારા કરતાં ઉમ્મરે નાની છે. તમને કોઇ ઉમ્મરે પુગેલી બાનુની સંભાળમાં મુકવાને મેં ઠરાવ કર્યો છે, જેથી કોઇને બોલવાનું કાંઇ ખોટું મળે નહિ. ટુંકમાં જવાન બાનુઓને એકલી ફરવા હરવા દેવામાં સલામતી નથી, એમ તમે પણ મારૂં કહેવું વાજબી ગણુશો; આથી મેં પુનામાં તમારે માટે એક બંગલો ભાડે રાખ્યો છે અને ત્યાં તમે જઇ રહેજો, અને ત્યાં એક ઉમરે પુગેલી ઇંગ્રેજ બાનુ જે ઘણી આબરૂદાર છે, તે તમારી સાથે રહેશે. આ જે કાંઇ કરૂંછું તે બધું તમારા ફાયદા માટેજ છે.

લા. પેશતનજી વાડીઆ

સોલીસિટર.

દોરાબની શેહેરાંએ કાગળ વાંચ્યો, પણ વાંચીને શો જવાબ આપે? વળી તેણીએ પોતાની સહી સામે જોવા માંડયું. આ ગુંચવાડો સમજી

જઇને તેણીએ મેહેરાં પાસે કાગળ વાંચવા લીધો, અને વાંચીને બોલી, " કહેવડાવો કે તમારી કાળજી માટે ઉપકાર માનીએ છીએ, અને તમે કહેશો તેમ ચાલવાને અમે તૈયાર છીએ. "

આવી રીતે દરેક બાબદમાં દોરાબની મેહેરાંને ( ખરી શહેરાંને) માથું મારતાં જોઇને દોરાબને ખરેખર ચીડ ચઢતી હતી; પણ દોરાબની શેહેરાં પોતાની સહીને પુછયા વિના એક ડગલું પણ આગળ ચાલતી હતી નહિ, પણ આ બાબદમાં પોતાનો કશો ઇલાજ ન હોવાથી ગળે ગાંઠ અને મોઢે ડુચો મારીને તેને મુંગો બેસી રહેવા સિવાય બીજો છુટક નહિ હતો.

દોરાબ આ બન્ને છોકરીઓએ રચેલા તાગડાથી અજ્ઞાન હતો, તે-થીજ તે આ પ્રમાણે ફફડતો હતો. પગારદાર કમ્પૅનીઅન ઉઠ કહેતો બાઇ ઉઠે અને બેસ કહે તો બાઇ બેસે, એ તેને ઘણું અસાધારણ અને અયોગ્ય લાગતું હતું, તેમાં પણ તે ખરો હતો, પણ તેમની વચમાં તે કાંઇ પણ પગલાં લેવા અશક્ત હતો.

છેવટે તે બોલ્યો, " તમે બાનુઓ કહો તો હું તમને પુને લઇ જોઉં અને બંગલામાં બરાબર સગવડ કરીને મીસીસ ઑલીવર સાથે ઓળખાણ કરાવું. બાવાજીએ બધો બંદોબસ્ત કરવાને મને અખત્યાર આપ્યો છે, " દોરાબે કહ્યું.

આ સઘળો વખત દોરાબની શેહેરાં પોતાની સહી તરફ જોતી જતી હતી, અને તેણીની ઇસારત પ્રમાણે જવાબ આપતી હતી.

"મી૦ દોરાબશાહ, તમને બહુ તકલીફ પડશે," દોરાબની શેહેરાં બોલી, પણ તેણીની સહીએ વચમાં ટાહુકો પૂર્યો, " અમે પોતે ગોઠવણ કરવાને શું અશક્ત છીએ કે ?"

આ સવાલથી દોરાબે સખત ટીકા કીધી, અને બોલ્યો, "માફ કરજો, મીસ મેહેરાબાનુ, આટલું તો ખરૂં છે કે શેહેરાંબાનુના જેવી એક જરદાર વારસને માટે એક ઉમ્મરે પુગેલાં બાનુની દેખરેખની ઘણી જરૂર છે."

"ત્યારે ડીઅર શેહેરાં, મીસીસ ઓલીવરની દેખરેખ તજે તું હવે જશે, ત્યારે મારૂં હવે અહીં કાંઇ કામ રહેશે નહી, મી૦ પેસ્તનજીના આ કાગળ ઉપરથી ધારૂં છું કે મને રજા આપવામાં આવશે," શેહેરાં પોતાનો મેહેરાંનો પાર્ટ ભજવતાં બોલી.

આથી દોરાબની શેહેરાં ગભરાટમાં પડી, કે જવાબ શો આપવો? તેણી રડવા જેવી થઇ ગઇ, અને દોરાબની હાજરીમાં પોતાનો પાર્ટ ભજી બજાવતાં અંદરથી ધ્રુજતી હતી એક વખત તો તેણીએ ગભરાઇને પોતાની સહીને ખરાં નામથી ભૂલમાં હાંક મારી હતી, પણ તુરત સામી બાજુથી ડોળા ધુરકવામાં આવ્યા, તેથી તેણીની સુદ્ધી ઠેકાણે આવી હતી.

દોરાબ વાડીઆની હાજરીમાં પોતાના પાર્ટને વધુ ઝકુમક આપવા માટે પેલી બાંગટાંગ છોકરી બોલી, 'ડીઅર શેહેરાં, ત્યારે હું જવાની મારી સઘળી તૈયારી કરી મુકું? હવે હું તારી સાથે રહીને શું કરીશ?" આટલું બોલીને તેણી ત્યાંથી ખસી ગઇ, ખાસ મતલબથી કે દોરાબ વાડીઆ મેહેરાં સાથે એકલા પડીને વાત કરે.

"મી૦ દોરાબશાહ, મારી સહી જરા ભડભડી છે, પણ બહુ સારૂં માણસ છે. એને માટે તમારે કશો હલકો વિચાર લઇ જવો નહિ," દોરાબની શેહેરાં બોલી.

"નહિ, એવું કશું નથી, પણ એ તમારી 'કમ્પૅનીઅન' તરીકે લાયક નહિ કેહેવાય," દોરાબ વાડીઆએ જવાબ દીધો.

"નહિ. એમ ના બોલો. હું એને ઘણી ચાહું છું, અને એનાથી કદી છુટી પડનાર નથી."

"તમે ભલે તેણીને ચાહો, તેમાં ખોટું કાંઇ નથી, પણ તમને તમારી બીજી ફરજો પણ બજાવવી જોઇએ. જોઇએ તો એને તમારી સાથે રહેવા દો, પણ એના કહ્યા પ્રમાણેજ તમારે ચાલવું જોઇએ નહિ. કોઇ તમારી માય મમાઇ જેવું મોટું હોય તેના કહ્યા પ્રમાણે ચાલો, તો સમજ્યા વારૂં. મીસીસ ઑલીવરની દેખરેખ હેઠળ તમે ઘણું જોશો અને ઘણું શીખશો."

"મી. દોરાબશાહ, માયની જગા કોઇ બીજી ઓરત પુરી શકે એમ તમે કદી માનતા ના," દોરાબની શહેરાં બોલી.

"તે તમે ખરૂં કહો છો, પણ મને તમારે માટે ઘણી કાળજી છે. તમે સુખી થાઓ તે જોવા હું ખુશ છું, પણ તમને કોઇ અ-સ્તમ પસ્તમ સમજાવીને શીશામાં ઉતારે અને બનાવી જાય, તે જોવા હું રાજી નથી."

"તમે જો મારી વહાલી મિહેરાંને માટે કાંઇ પણ હલકું ધારો તો તેમાં તમે ભૂલોછ, અને બહુ મોટું ગોથું ખાઓ છો; એના જેવી દિલ-સોજ, એના જેવી નેક, એના જેવી ઉમદા મનની, વળી એના જેવી ચંચળ ચાલાક અને ચતુર છોકરીઓ થોડીજ હશે, હું કાંઇ તેણીને જવા દેનાર નથી."

આ જવાબથી દોરાબ વાડીઆને બહુ ભારી પડયું. ભોયમાં ભ-રાઇ જવાની જગા હોય તો ત્યાં ભરાઇ જાત. ખુલ્લાં દિલથી પોતાના વિચાર દર્શાવવા માટે હવે તે પસ્તાવા લાગ્યો, અને પોતાના બોલથી જો કાંઇ અપમાન લાગ્યું હોય તો તે માટે શહેરાં પાસે માફી માગી.

" દોરાબશાહ, તમારી અણુઘટતી ટીકાઓથી મારી સહી અહીંથી ચાલી જશે, તો હું તમને કદી માફ કરીશ નહી, " એમ કહીને તેણી પણ ત્યાંથી ઉઠીને જ્યાં પોતાની સહી હતી, ત્યાં જઇને તેણીની સાથે ધીમે સાદે વાત કરવા લાગી.

દોરાબ વાડીઆના બરડે પાણી ઉતર્યું હતું. શેહેરાં બાનુનો વ-હાલો થવાની કોશેશ કરતાં, પેલી કહેવત પ્રમાણે થયું કે, લેવા ગઇ પુત ને ખોહી આવી ખસમ. તે શેહેરાંને ખુશ કરીને પોતાની તરફ ખેંચવા મા-ગતો હતો, પણ આમ કરવા જતાં, તેનાથી ખોટું થયું હતું, અને તેણી ખુશ થવાને બદલે ફફડી ચટકીને ઉઠી ગઇ હતી.

બન્ને સહીઓએ થોડી મિનિટ ધુસધુસ વાત કીધી, પછી શેહેરાં બાહેર આવીને દોરાબ વાડીઆને કેહેવા લાગી, "મેં મારી સહીને જેમ તેમ સમજાવી ત્યારેજ મારી સાથે રહેવા હા પાડી છે. એણે તો પોતાની ત્રંક પૅક કરવા માંડી હતી. મી૦ દોરાબશાહ, હવે તમે એને કાંઇ ફફડા-વતા ના, અંહ !"

જેમ જેમ દોરાબ વાડીઆની હાર થતી હતી, તેમ તેમ તેના દિલમાં ખાતરી થઇ હતી, કે આ લાંબટાંગ ઉછાછળી નાદાન કમ્પૅનીઅન શેહેરાં જેવી દોલતમંદ વારસને માટે નાલાયક હતી, પણ તેણીને માટે કોઇ પાકટ, ઉમ્મરે પુગેલી, અને દુન્યેંની અનુભવવાળી બાનુની ગરજ છે; આવી રીતે તે અંતઃકરણપૂર્વક માનતો હતો.

---

## પ્રકરણ ૨૨ મું.

### નવી ગવરનેસ.

કોઇ દામ સહિત ભુડું કરી વાહવાહ બોલાવે,
કોઇ રામ રહિત ભલું કરી પીડા ખોલાવે.

મીસીસ ઓલીવર પચાસની ભરતીમાં આવેલી બાનુ હતી, પોશાકમાં તેણી ઘણી ફાક્કડ ન હતી. પણ તેણીની તાજીમતવાજેમાં મરીમસાલો ઘણો હતો. તેણીની તાજીમતવાજેની હદજ ન હતી. વળી તેણી બોલકણી હતી, અને આખો દહાડો બકબકારો કરે તોપણ થાકતી હતી નહી. દોરાબ વાડીઆનો ઉપકાર માનતી વેળા તેણીએ અવધીજ કીધી હતી, એક વાર નહિ પણ ખાસ દજન એક વખત તેણીએ દોરાબનો ઉપકાર એકના એક શબ્દો વાપરીને માન્યો હતો:—

"તમે ઘણા કામકાજના આસામી, અને અહીં લાંબે સુધી મારા જેવી કમીની ઓરત સાથે આ નેકનામ બાનુઓની ઓળખ કરાવવા માટે ખાસ ફેરો ખાધો, તેને માટે હું તમારો ઉપકાર જેટલો માનું તેટલો થોડોછે."

તેણી વળી બન્ને છોકરીઓની તરફ જોઇને દોરાબને કહેવા લાગી, "ઠીક છે, હું એ જવાન છોકરીઓને મારી સાથે રાખીશ અને બધે સાથે ફરવા લઇ જઇશ, ડિનર પારટીઓમાં, નાટકમાં, નાચમાં અને જ્યાં એઓ જવા માંગશે ત્યાં હું સાથે જઇશ, અને જ્યાં હું જઇશ ત્યાં એમને લઇ જઇશ."

"અમે ફક્ત સાંજે વૉક લેવા જઇએ છીએ, તે સિવાય બીજે ઠેકાણે જતાં નથી." શેહેરાં બોલી.

અત્રે વાંચનારની યાદ તાજી કરવી જોઇએ, અને કહેવું જોઇએ કે મીસીસ ઓલીવર સાથે દોરાબ વાડીઆએ બન્ને છોકરીઓને ઓળખ કરાવી, અને પોતે જાણતો હતો તેજ પ્રમાણે નામ દીધાં હતાં. બીજા બોલોમાં કહીએ તો હજી બન્ને છોકરીઓનાં બદલેલાં નામનો ફારસ ચાલુ હતો.

"અંહ! હું સમજી! મીસ શેહેરાં, હજી તમને તમારા બપાવાનો શોક ચાલુ હશે! કાંઇ ફિકર નહિ! હું હમેશાં એ બાબદ મારા ધ્યાનમાં

રાખીશ, અને તેને અનુસરતી રીતેજ સઘળી ગોઠવણ કરીશ. આ મીસ મેહેરાંની પણ મને સંભાળ રાખવી પડશે. ચાલો, એક કરતાં બે ભલા. જેમ વધારે હોય તેમ વખત જલદીથી પસાર થાય !" મીસીસ ઑલીવરનું ટાહેલું આ પ્રમાણે શરૂ થયું.

ઓળખાણ પાડવાની તાજીમતવાજે પુરી થયા પછી, બન્ને મિત્રો એકલી પડી, ત્યારે આપણી મેહેરા શેહેરાંને વળગી પડીને કહેવા લાગી, "વાહાલી બેન, હવે તો મીસીસ ઓલીવર મારી ઉપર હકુમત ચલાવશે, અને તેણીની તાબેદારી મને કરવી પડશે, અને એ પ્રમાણે મારાં છુટાપણાં ઉપર તડાપ પડશે. આ સઘળું નામ બદલવાના તારા ફાંટાને લીધેજ થશે.

"ચલાવ, બેન, બિહેછ શા માટે! જોઇએ આગળ શું થાય છે! મારા બપાવા કહેતા હતા કે એક વાર ખાંડણયામાં માથું મુકયું, તો ધબકારાથી બીહવું નહિ," આપણી શેહેરાંએ મેહેરાંને હિમ્મત અને ઉત્તેજન આપીને સમજાવી.

"બેન, તારૂં અંતઃકરણ સુન્ન મારી ગયું હોયની તેમ તું વરતે છે !" મેહેરાં કહેવા લાગી.

"તેમાં તો શક નથી. મારૂં અંતઃકરણ સુતેલું છે કે સુન્ન મારી ગયલું છે તે હું કહી શકતી નથી. બપાવાની તાબેદારી કરવામાં મેં જરા પણ કચાસ રાખી હતી નહિ. સુરતમાં દરેક જણ જાણતું હતું અને જોતું હતું કે હું બપાવાનો પડતો બોલ ઝીલતી હતી, પણ બપાવાજી પોતાના છેલ્લા ફાંટાથી મને કઢંગી હાલતમાં મુકીને ગેરઇનસાફ કરી ગયા છે. જો મારા ગુજરાનનું સાધન બરાબર નકકી કરીને બીજી બધી દોલત વગર શરતે મારા સગાને આપી ગયા હોત, તો હું આટલી દરકાર કરત નહિ. અંતઃકરણ પ્રમાણે ચાલતાં મારી સ્થીતિ કઢંગી હાલતમાં મેલાઇ છે. હવે અંતઃકરણ પ્રમાણે નહિ પણ કળાથી કામ લેવું જોઇએ, જેથી આવી પડેલી મુશકેલી અને નડતર દૂર થાય,"

આ પ્રમાણે શેહેરાંને પોતાનું દુઃખી દિલ ખાલી કરતાં જોઇને મેહેરાં તેણીને ખરી દિલસોજીથી પસવારવા લાગી.

" મેહેરાં, વહાલી બેન, હજી થોડા દિવસ બદલેલાં નામે તપાસ જારી રાખીશું. એમાંથી ખરો ભેદ તેના ખરા રંગ સાથે જણાઇ આવશે. વળી વગર પૈસાવાળીનો મારો પાર્ટ ભજી બતાવતાં મારે માટે લોક શું બોલે છે, શું ધારે છે, અને કેવી ટીકા કરે છે, અને મને કેવી રીતે હીણે છે, તે બધું મને જણાઇ જશે. પહેલાં મારા પૈસા જોઇને લોકો મારી હંમેશાં ચાપલુસી ખોરી ખુશામત કરતાં હતાં. હવે મને નોકરીએ રહેલી ગરીબ સમજીને શું શું બોલે છે અને કહે છે તેનો અનુભવ મને મળશે. લોકોમાં પરિક્ષા કરવાની કેટલી શકિત છે તે પણ માલુમ પડશે. મારો સગો જાલ પરવીઝ મને મેહેરાં સમજીને, મારી પાસે પૈસા નથી એમ જાણીને, મારી તરફ કેવી વળાણ અને કેવી લાગણી દેખાડે છે તે સઘળું મને જાણવું છે."

" મારી મદદથી તું તેને મળી શકતી હોય, તો હું દિલોજાનીથી તારે માટે જે મારાથી થાય તે કરવા ખુશ છું," આપણી મેહેરાં બોલી.

"વહાલી બેન, તેને તો જરૂર મળીશું. મળ્યા વગર બીજો છુટક નથી। પણ મારાં બદલેલાં રૂપમાં તે મારે માટે શું ધારે છે, તે મને જાણી લેતાં વાર નહિ લાગશે. વારૂં, ચાલો, આપણે ડ્રેસ કરીએ. ડિયર મેહેરાં, તું ભપકા ભરેલો ડ્રેસ કર, હું તો ફકત કાળી સાડીજ પહેરીશ. "

"તું હાથે કરીને ઇજરડી પીજરડીના જેવો પોશાક પહેરે છે, તે જા–બા–મને નથી ગમતું।" આપણી મેહેરાં કહેવા લાગી.

"ત્યારે તારામાં હુસ્યારી નથી. મેહેરાં, મને તો જાહેરમાં તારી સખી તરીકે અને તારી પગારદાર નોકર તરીકે પસાર થવું છે. જો હું ભપકા ભરેલી સાડીઓ પેહેરૂં, અને ત્રીમત્રાક ડ્રેસ કરૂં, તો મારો પાર્ટ બરાબર

ભજવેલો નહિ કહેવાય. વળી તેમ કરૂં તો કોઇને રખેને શક જાય. હાલતો મતલબ–ગાંડાં થઇને ફરવા સિવાય બીજો છૂટક નથી."

આ પ્રમાણે વાતકરીને બન્ને સહીઓ છૂટી પડી. હવે ખરી વજીફાની વારસ એકલી પડતાં તેણીને શક લાગવા માંડયો કે જે. પી. આરટીસ્ટ, એટલે 'જે' તે જાલ, અને 'પી' તે પરવીઝ, એમ કાં નહિ હોય? અને જો તેમજ હોય, તો તે માથેરાનના હોટેલમાંથી એકદમ ચાલી ગયો તેનું કારણ પણ સમજ પડે તેવું છે. જો તેને માથેરાનમાં માલુમ પડયું હોય કે જે છોકરીને ઘોડાના અકસ્માતથી તેણે બચાવી, તે તેની સગી છે, તો તેમ જાણતાં તેણે ત્યાંથી ચાલી જવાનો ઠરાવ કર્યો હોય. આવો શક તેણીને આવતાં, તેણી મનમાં બડબડવા લાગી, "નહિ, નહિ, એમ નહિ હશે! તે પોતે જાલ પરવીઝ હોય તોપણ એમ ઉતાવળે ત્યાંથી નાહાસી નહિ જાય. ઉલટો, તે તો મારી સાથે પરણવા રાજી છે, એમ બપાવાજી ઉપર તેણે કાગળ પણ લખ્યો હતો, ત્યારે તે ફકત આ કારણને લીધેજ જતો રહયો હોય એમ લાગતું નથી."

આ પછી સઘળાંઓ ટેબલપર જમવા બેઠાં. દોરાબ વાડીઓ પણ હજી ત્યાંજ હતો. તે પોતાની શહેરાંની સોડમાં ઠસ્યો. બિચારી કાળી સાડીવાળી લાંબટાંગ સહીની સાથે દોરાબ વાડીઆએ તેમજ મીસીસ ઓલીવરે ઝાઝી વાત કરી નહિ. રૂપીએ પંદર આના તેણીને 'નો કોઠાં'. આ જોઇ તેણી મનમાં વિચારવા લાગી, "અફસોસ છે કે ગરિબાઇના દેખાવને લોકો કેવા હીણે છે!"

બીજા હાથ ઉપર, દોરાબ પોતાની શેહેરાં ઉપર કુરબાન થઇને તેણીની 'મેનીજ' કરતો હતો. મીસીસ ઑલીવરની ફિલસુરી સઘળી પૈસાવાળી છોકરીને માટેજ હતી. તેણી ખાણાં ઉપર તેણીને શીખવવા લાગી કે ફલાણી ચીજ ખાવી સારી છે, ફલાણી ચીજ ખાવી સારી

નથી, ફલાણી તરકારી ખાવી તેમાં ઓરત જાતને ફાયદો છે, વગેરે વગેરે. આવા ઉપર હાજર થયલી ચીજો ઉપર તરેહવાર વિવેચન અને નુકતેચીની કરતાં મીસીસ ઑલીવરની જીભ થાકે એમ લાગતું હતું નહિ. કહેવાની કશી જરૂર નથી કે આ તેણીની લાંબી લાંબી વાતમાં કેટલુંક મહણ કરવા જોગ પણ હતું તેમ વળી કેટલુંક અર્થ વીનાનું પીંજન માથું-દુખન કરવાને પુરતું હતું. મેહેરાંનું નામ ધારણ કરનાર છોકરીને કોઈએ બોલાવી નહિ. અને કોઈએ તેણીને આંખીને જોઈ પણ નહિ, તે છતાં તેણી પોતાના છુપા વેશમાં દુન્યાદારીનો રંગ તપાસતી હતી અને પોતાની આ ઉમરે કિમતી અનુભવ મેળવતી હતી.

દોરાબ વાડીઆને બાપે સખ્ત તાકીદ કરી હતી કે કામ પુરું કરીને એક દિવસ પણ વધુ થોભવું નહિ, કારણકે આ જવાન પૈસાવાળી બાનુ સાથે ધંધાની રૂહે જેટલી વાતચીત કરવી પડે તેટલીજ કરવી અને તેણીની તરફ અતી વધારે દિલસોજી અને અતી વધારે ચાહ દેખાડવાથી પહરેજ રહેવું, કારણકે તેનો અંજામ ખરાબ આવે છે. આથી તે રાતની ટ્રેનમાં મુંબઈ જવા નિકળ્યો. અને કમપાઉન્ડમાં દોરાબની શેહેરાં ફરતી હતી તેણીની આગળ તે ગયો.

દોરાબ બે દહાડા વધુ રહે એમ આ છોકરી મનમાં ઘણું ઇચ્છતી હતી, અને જો કે તેણીને શેહેરાંનો પાર્ટ ભજવવો હતો, તે છતાં તેણીએ હિકમતથી નિચે પ્રમાણે વાત કીધીઃ—

"મી૦ દોરાબશાહ તમે જાઓ છો ? ઠીક, મુંબઈમાં આવીએ ત્યારે અને જરૂર મળવા આવ્યા કરજો,"

"મોટી ખુશીથી," દોરાબે જવાબ દીધો.

"અને જો અમે તમને કોઈ બાબદમાં ઠગ્યા અથવા ઉડાવ્યા છે એમ તમને માલુમ પડે, તો ગુસ્સે થશો ના."

"ત્યારે તમ મને ઠગ્યો છે શું ? દોરાબે પૂછ્યું.

તેઓ બન્ને ઝાડનાં ઓથામાં હતાં, અને તેઓ શી વાત કરે છે તે કોઇ સાંભળતું હતું નહિ.

"હા—મેં—અમે તમને એક બાબદમાં ઠગ્યા છે, બોલો, તમે જાણશો ત્યારે મને માફ કરશો કે ?"

"તમને માફ માગવાની કશી જરૂર નથી. માગો તે અગાઉ માફ કરી ચુકયો છું. તમે કહો છો કે 'અમે' ઠગ્યા, ત્યારે તો તેમાં તમારી સહી પણ સામેલ હશે, તમને તો માફ કરી ચુકયો છું, પણ તેણીની ચાલચલણ માફીને લાયક છે કે નહિ, તે હું હાલ કહી શકતો નથી," દોરાબે આ પ્રમાણે સુકયાણો જવાબ દીધો.

કાયદાશાસ્ત્રીના મોઢેથી ઉપલો જવાબ કેવો કહેવાય ? બે જણ સામેલ, એકને માફ, ને બીજીને માફ થઇ શકે કે નહિ તે તો હજી સવાલ છે. તેણીને પૈસાવાળી જાણીને માફ કરવા તે તૈયાર થયો હતો, પણ તેજ વાંક માટે આપણી શેહેરાં (જે ગરીબડીનો પાર્ટ ભજવતી હતી ) તેણી માફીને લાયક છે કે નહિ તે વિષે અચોકકસ હતો. આ દુન્યામાં માફી છે તે સઘળી પૈસાવાળાંને માટેજ છે એમ લાગે છે અને સજા છે તે સઘળી ગરીબોને માટેજ છે. પૈસાવાળાં વાંક કરે તો તે મશકરીમાં કે ભૂલમાં ચાલી જાય છે, અને ગરીબ મશકેરી કે ભૂલ કરે, તો તે ગંભીર ગુનાહના વર્ગમાં આવે છે. દુન્યામાં એવા એવા ગેરઇનસાફ ચાલતા આવ્યા છે, માટે એ બાબદ ઉપર, ઓ કલમ, તને ઝાઝી મુઝવણ કરવામાં ફાયદો નથી.

દોરાબની શેહેરાંએ દોરાબના જવાબમાં પોતાની સહીનો બચાવ કરવાની કોશીશ કરી હતી, અને બોલી હતી, "મારી સહી બહુ ચંચળ ચાલાક ને ડાહી છે, વળી નેક માણસ છે. હું તમને ખાતરી આપું છું કે

તેનો વાંક તમે ગંભીર માની લેઓછ તેવો ગંભીર નથી."

"હશે! પણ જ્યારે આપણે બે જણ એકલાં છીએ, ત્યારે હું તમને એક ખરાં અંતઃકરણની સલાહ આપું છું, કે એ તમારી સહી જેમ કહે તેમ ના ચાલો. તમારી મરજી પ્રમાણે ચાલો. નાક પકડીને તેણી ચલાવે તેમ ચાલવામાં તમને નુકસાન છે." આ પ્રમાણે કહીને તે કમપાઉન્ડમાંથીજ ગાડીમાં બેઠો. તેણે બીજી છોકરીને જોઇ, તે છતાં તેણીને ગરીબ જાણીને સાહેબજી કે શેકહેન્ડ કરવાની તેણે જરૂર દીઠી હતી નહિ. દુન્યાનો આ એક ખેલ છે, અને જ્યારે પણ અવકાશ મળે ત્યારે આ અજબજાતની દુન્યવી રીતી નિતી ઉપર ગંભીરપણે વિચાર કરવો દરેક વિચારવંત માનવીને ઘટે છે.

દોરાબ ચાલતો થયો, પછી આપણી શેહેરાં બોલી, "ડીઅર મેહેરાં, તું જોય છે કે નહિ? નામ બદલવાથી આપણને કેટલું શીખવાનું મળે છે. હાલ તુરત બધાં, તારી ઉપર, તને વજીફાની વારેસ જાણીને, તારી ઉપર ઘડું-પડું થાય છે, અને મને બચ્ચાં નોકરીએ રહેલી સમજીને નોકોઠાં એટલુંજ નહિ, પણ ધિકકારે છે, અને પોતાના માર્ગમાં કવાબમાં હાડકું સમજે છે, અને કોઇ બાહાને મને ખેરવવા માગે છે. હાલ તુરત તને ફાયદો છે કારણકે તું શેઠાણીનો પાર્ટ ભજવે છે, જો તું વિચાર કરશે તોતનેજણાશે કે જે ધિકકાર અને અસભ્યતા મને સહન કરવાં પડે છે તે જો નામ બદલ્યાં નહિ હોત તો તને વેઠવાં પડત."

બીજે દિવસે દોરાબ બાપને મળ્યો ત્યારે ખાસ કરીને કહેવા લાગ્યો, "બાવાજી શેહેરાંબાનુની સહી જેમ કહે તેમ આપણું કુળ ચાલે છે. એમ કહું કે નાક પકડીને ચલાવે છે, તો તેમાં કાંઇ સહરાગાત નથી."

"હું તો નથી ધારતો કે શેહેરાં એટલી ભોળી અને ભોટ હોય, અને બીજાનાં ફરમાવ્યા મુજબ ચાલે. તું કહેછ પણ મારા ખ્યાનમાં એ વાત

ઉતરતી નથી. ઠીક છે, હું મળીશ ત્યારે એ બાબદની તપાસ લઇશ, અને તું જો ખરો હશે, તો પછી કાંઇ પગલાં ભરીશું. "

" બાવા વળી મેં બીજી એક બાબદ ધ્યાનથી તપાસી. શેહેરાંબાનુ આખો વખત ઉદાસ ફરે છે, અને જાણે બળીએલ હોય તેમ દીસે છે. પણ પેલી એની સહી તો ખુલ્લાં મનથી હસે છે, બોલે છે, ખાય છે, પીએ છે, ને મજાહ મારે છે, " દોરાબ પોતાની દરેક વાતમાં આપણી શેહેરાંની વિરૂદ્ધ ટીકા કરવાને ચુકતો હતો નહિ. તે ખાઇપીને આપણી શેહેરાંને નોકરીએથી ખરતી કરવા માંગતો હતો.

"શેહેરાં બળીએલ છે! એના જેવી રંગીલી છોકરી થોડીજ હશે. કોણ જાણે કોઇના પ્યારમાં પડી હોય, તો ઉદાસી ઘર ઘાલી બેસે, " દુન્યા ખાધેલ મી૦ પેશતનજી વાડીઆ દીકરાનું સાંભળીને મનમાંજ વમાસણ કરવા લાગ્યા.

દોરાબ પુનેથી મુંબઇ આવ્યો હતો, તે વેળા મી૦ પેશતનજીએ વિહસ્કી સોડાનું ગ્લાસ તેની પાસે માગ્યું, ત્યારે વિહસ્કીમાં સોડા નામવાને બદલે ટેબલ ઉપર દવાની સીસી હતી તે ગ્લાસમાં નામી દીધી, આ સઘળું મી૦ પેશતનજી ઇઝીચેરમાં પડયો પડયો જોતો હતો, અને તેથી તે બોલી ઉઠયો, " કેમ દોરાબ ? એ શું કીધું ? શેહેરાં બાનુની વાત કરતાં તારૂં મગજ ચકભમ કેમ થયું છે! તારી વાતપરથી અને તારી ઢબપરથી મને તો કાંઇ શક લાગે છે! "

"બાવા, મેં કોઈ દાહાડો તમારેથી કોઇ વાત છુપી રાખી નથી. હું એમ ધારતો હતો કે એ ફકત મારો ધખારો છે. અને થોડા વખતમાં પસાર થઇ જશે, પણ નહીં, મને લાગે છે કે એ મારો ધખારો નથી પણ ખરી અને સાચી લાગણી છે. સાચું કહું તો બાવા, એ છોકરી ઉપર મારૂં દિલ દોડે છે!"

" શું ? ગધેડા, એ તારૂં પગલું ડહાપણથી દૂર છે. એટલુંજ નહી પણ એ તારૂં પગલું, મારા ધાર્યા પ્રમાણે, ઘણું શરમભરેલું છે ! એક પૈસાવાળી કુલ મળી, તેની સાથે કામકાજના સંબંધમાં આવ્યા, કે વિચાર કર્યા વિના તેણીની ઉપર મોહી પડવું એ ગ્રહસ્થાઇથી વેગળું છે."

" બાવા મેં ગેરડહાપણ જેવું કાંઇ કર્યું નથી. હું તેણીની તરફ પુરતા માનથી વર્ત્યો છું. મારૂં દિલ અંદરથી તેણી ની તરપ દોડયું પણ મેં બાહેરથી કોઇ પણ રીતે મારી લાગણી તેણીને દેખાડી નથી. હું ધારૂં છું કે મારી એવી લાગણીથી તેણી પણ વાકેફ છે પણ કેમ વાકેફ થઇ તે ખુદાને ખબર."

પેશતનજી વાડીઆએ આ બાબદસર ભારે ખળભળાટ મચાવ્યો હતો. તેણે ટીકા કરીને દોરાબને સંભળાવ્યું, " જુઓ, આ દીકરો છેક પંજાબથી બાપને મદદ કરવા મુંબઇ આવ્યો. મારી પાસે મુંબઇમાં હજારો પૈસાવાળી કુલ છે. પણ હજી તે એક પૈસાવાળી કુળને મળવા મોકલ્યો તેટલામાં તેણીની ઉપર પ્યારમાં પણ પડયો. દોરાબ હજી તું પંજાબમાંજ રહ્યો હોત તો મારી પેઢીને ખરાબ નહી લાગત."

" પણ બાવા, મેં તો કાંઇ એવું કીધું નથી કે જેથી મને શરમાવું પડે. એ બધું ખુદરતનું કામ છે, અને તમે જાણો છો તો ખરા કે એવી બાબદમાં માનવી ખુદરત સાથે લડી શકતો નથી. "



# પ્રકરણ ૨૩ મું.

## પૈસાને ખાતર નહીં.

મનગમતું પરીણ મળે છે, માર પૈસાને ઠોકર,

જરદાર નહિ, દિલદાર માગું, ભલે હોય તે નોકર.

આપણી શેહેરાંને હમેશાં સહવારે વેહેલું ઉઠવાની ટેવ હતી, અને આખા દિવસમાં શું શું કામ કરવું છે, તેની તેણી પહેલાં ટીપ બનાવતી હતી; પણ હવે તે સઘળું કામ મીસીસ ઓલીવરને હસ્તક ગયું હતું, તેથી તેણી સહવારે ઉઠીને ફરવા જતી હતી. તે દહાડે બપોરે 'રેસકોર્સ' ઉપર જવું હતું, અને મીસીસ ઑલીવરે આપણી મેહેરાંને ઘણુંએ સમજાવ્યું કે શેહેરાંને ઘરમાંજ રહેવા દેવી, અને બધી જગે સાથે લઇ જવી નહિ. જ્યાં જતાં હતા ત્યાં શેહેરાં અને મેહેરાં બન્ને સાથે જતાં હતાં, તે મીસીસ ઓલીવરને ગમતું હતું નહિ, પણ મેહેરાંએ મીસીસ ઑલીવરને ખુલ્લે ખુલ્લું એક વાર કહી દીધું કે એ મારી કમ્પેનીઅન (શેહેરાં) વગર હું કદી બાહેર નિકળીશ નહિ. આથી મીસીસ ઑલીવર બહુ ખમગાતી હતી. અને બીજાંઓને કહેતી હતી કે બાઇ થઇને પોતાની પગારદાર કમ્પેનીઅનને એટલું બધું કાહું અને એટલો બધો લાહવો આપવો, અને તેણીની ઉપર એટલું બધું હેત દેખાડવું, અને તેણીના વગર હાલવું ચાલવું નહિ, એ અક્કલથી અને વિવેકથી ઉલટું છે. આથી તેણી આપણી શેહેરાંને અંદરખાનેથી બહુજ ધિક્કારવા લાગી. આપણી શેહેરાં આ સઘળું મોઢીયીંગી થઇને તપાસતી હતી, અને મનમાં બધું સમજતી હતી.

એ આપણી શેહેરાંએ મીસીસ ઑલીવરને પૂછ્યું, "જે. પી. આરટીસ્ટ સાથે આજે તમે મુલાકાત કરાવવા કહ્યું હતું તે આજે મળશે?"

"હા, તે આવશે ખરો, પણ તેનો ફ્રેન્ડ બી. હોરમસજી મને મળ્યો હતો, તેની તરફથી મેં જાણ્યું છે કે માથેરાનના હોટેલમાંથી તેણે

જાણ્યું કે પડોસનાં ઓરડામાં ઉતરેલી બે જવાન છોકરીઓમાંની એક તેની સગી શેહેરાંબાનુ છે, તેથી તે તુરત ત્યાંથી નિકળી ગયો હતો, વાસ્તે હવે તેને આપણે મળીશું તોપણ તે શેહેરાંબાનુ આગળ આવીને વાતે ઉભો રહે, એવો સંભવ દીસ્તો નથી. "

આ સાંભળીને શેહેરાં મનમાં હસી, અને મનમાંજ બબડી, "એ કામ મારૂં છે. જો મારૂં ચાલતું હોત તો આ મીસીસ ઑલીવરને કદી હું રાખતે નહિ વકીલ સાહેબના ભેજાંમાં આવ્યું કે જવાન છોકરીઓને બુઢ્ઢાં માણસની દેખરેખ જોઇએ તેથી, નહિં તો, શું હું મારી આબરૂ મારા હાથે સાચવી શકતી નથી. શું ? એમ તો કોઇબી જવાન છોકરી પોતાની આબરૂમાં રહેવા માગે તો મરદની તાકાત શી કે તેણીની આબરૂ લૂટે ?"

આપણે જોયું કે મેહેરાંનો વેશ ધારણ કરવાથી શેહેરાં મીસીસ ઓલીવરની પણ અળખામણી થઇ પડી હતી. આ મીઠી જબાનની મીસીસ ઑલીવર આપણી મેહેરાંને શેહેરાં માનીને તેણીની ઉપર મધમાખ થઇને ભમતી હતી.

આ બન્ને છોકરીઓના બાબમાં પૈસો કેટલે દરજ્જે માન અકરામ મેળવે છે, તેનો અંગત અનુભવ બન્નેને મળતો હતો. ઉપર કહી ગયા તેમ આપણી શેહેરાં સહવારના પોહોરમાં સકાળેથી ઉઠીને એકલી "બન્ડ ગારડન" તરફ ફરવા ગઇ. મીસીસ ઓલીવરને તો ફક્ત મેહેરાંની દરકાર હતી. ગરીબ છોકરી ગમે તે કરે તેની તેણીને પરવા હતી નહિ. આથી આપણી શેહેરાં ઉપર મીસીસ ઓલીવરની તકેદારી થોડીજ રહેતી હતી. તેણી જઇને ગારડનમાં એક બાંક ઉપર બેઠી. આસ્તે આસ્તે એક ગીત ગાવા લાગી, એવું સમજીને કે અહીં બીજુ કોઇ નથી, પણ થોડી મિનિટમાં કોઇનાં છીંકવાનો સાદ આવ્યો; ત્યારેજ પાછું ફરીને જોતાં જાણ્યું કે કોઇ ઝાડની પછવાડે બાંક ઉપર બેઠેલું છે. તે શખ્શ પણ તેણીને જોઇ કે તુરત ઉઠીને તેણીની આગળ આવ્યો, અને બોલ્યો, "માફ

કરજો બાનુ ! મારી હાજરીથી તમે વાકેફ થયાં કે તમારૂં ગાનું બંધ થઇ ગયું ! તેથી સેવક દિલગીર છે. રજા હોય તો હું બેસું !"

"ઓ ! મીસ્ટર આરટીસ્ટ ! તમે ! હા. અહીં બેસો !" તેણીએ આવકારથી તેને પાસે બેસાડયો "તમે એકલાજ છો કે તમારો દોસ્ત પણ સાથે છે ?"

"નહીં, હું એકલોજ છું. તમને ચિત્રનો બહુ શોખ છે તે તો હું જાણુતો હતો, પણ આજે તો વળી માલુમ પડયું કે તમને પણ મારી માફક સહવારના પોહોરમાં સકાળે ઉઠીને હવા ખોરવાનો શોખછે. આપણા વચ્ચે હાલ તુરત તો બે શોખ સાધારણ છે," ચિતારાએ જબાનથી ચિતરવા માંડયું.

"હા, હું હંમેશાં વેહેલી ઉઠું છું અને ઘણી ખરી એકલી ફરવા નિકળી પડું છું," તેણીએ જવાબ દીધો; "એકલી હોવું ત્યારે હું હંમેશ કાંઇ પણ ગીત ગાવામાં મારૂં ધ્યાન રોકું છું."

"એ પણ સારી વાત છે. ગાયનકળા અને ચિત્રકળા એ બે નાદર હુનર છે. હું પણ વેહેલો આવીને અહીં એકાંતમાં ખુદરતની બલીહારી કાગળ ઉપર ઉતારૂં છું. આવો, હું તમને મારૂં નવું ચિત્ર દેખાડું," એમ કહીને તે તેણીને પોતે બેઠેલો હતો, અને જ્યાં તેણે 'ઇઝલ' ગોઠવેલી હતી, ત્યા લઇ ગયો.

"મી० આરટીસ્ટ, આ તકે હું પેલાં તમારાં ચિત્રની ભેટને માટે તમારો ઉપકાર માનુંછું મને તે ઘણુંજ ગમ્યું ! અને તેને મેં મારા જાનની માફક સાચવી રાખ્યું છે !" આપણી શેહેરાંએ કહ્યું.

"અત્યાર સુધી, મારી આખી ઉમ્મરમાં જો કોઇ પણ ઓરતે મારા હુન્નર તરફ દિલસોજી દેખાડી હોય, તો તમે પેહેલાં બાનુ છો, માટેજ મેં તમને તે ચિત્ર ભેટ કરવાની હિમ્મત કીધી છે. આપણી એકજ વખતની ટુંક ઓળખમાં એ ભેટ આપવાની મેં છુટ લીધી, તેથી તમને મારી તરફ ગુસ્સો નહિ લાગ્યો ?"

"નહીં, બીલકુલ નહી ! હું જોઉં છું કે તમારા જેવા એક સદ્‌-ગ્રહસ્થને મારા સાચા મિત્ર તરીકે ગણવામાં કશું ખોટું નથી, વળી માટીડાઓમાં મારા કોઇ મિત્ર નથી, હું તમને મારા પેહેલા મિત્ર કહી શકું."

"હું તો એમ સમજું છું કે તમારા જેવી એક ચંચળ નાર તરફ ઘણા જવાન્યા ખેંચાયા વિના રહે નહીં," આરટીસ્ટે ટીકા કીધી.

"હશે, હું કોણ અને મારી પદવી કેવી ?! હું નોકરી કરૂં છું. અને ગરીબાઇ જોઇને આજે દોસ્તી કોણ કરે ? આજે તો બા પૈસાવાળીઓ તરફજ મધમાખો ભમે છે," શેહેરાં જેણે ગરીબાઇનો વેશ લીધો હતો, તેણી બોલી.

"હા, હું જાણુંછ, તમે પેલી મીસ શેહેરાં બાનુના પગારદાર કમ્પૅ-નીઅન તરીકે કામ કરોછ, તે હું જાણું છું," આરટીસ્ટે જવાબ દીધો.

"હાજી, હવે થોડા દહાડા બાકી છે, પછી તો નોકરી છોડી દઇશ" તેણીએ વળતો જવાબ દીધો.

આ સાંભળી પેલો આરટીસ્ટ ખુશ થયો, અને બોલ્યો, "તમે નોકરી છોડી દો, તો હુ ઘણો રાજી થઉં ! એવી હાલતમાં રહેવા કરતાં એથી વધારે માન ભરેલી અને સ્વતંત્ર હાલતમાં તમે રહો તો વધારે સારૂં !"

વાત હવે કયાં ચાલશે તે શેહેરાં સમજી ગઇ, અને તેથી તે-ણીને હસવું આવ્યું. આરટીસ્ટ સમજયો કે મારી વાતથી આ છોકરી હસે છે. બન્ને પોતાના મનમાં મગન હતાં.

"હા, તમે કહોછ તે પણ ખરૂં છે. મારો પણ એવોજ વિચાર છે. હમેશ સુધી નોકરી અને તાબેદારી કાંઇ થવાની છે ?"

"નહી, બાનુ, એ તમારૂં કામ નથી! ખરૂં કહું તો તમે નોકરીને લાયક નથી. મને પૂછો તો તમારે પોતે કેથે ગોઠવાઇને ઘરસંસારમાં પડીને સ્વતંત્ર બનવું જોઇએ."

"હા, તમે કહોછો તે બધું ખરૂં છે, પણ એ વાત તો બા નસિબને હાથ છે. આપણાં મનમાં તો ઘણું હોય, પણ તે બધું કાંઇ બને છે? હાલ તુરત તો પવન જોઇને પીઠ આપવામાં સાર છે. આપણે તો ઘણુંએ ચાહીએ, પણ ખુદાયજી પાર પાડે ત્યારની વાત!"

"માફ કરજો, બાનુ, મેં તમારી સાથે થોડી ઓળખાણ છતાં વાત કરવામાં ઘણી છુટ લીધી છે! તમારા કામમાં મારે માથું મારવું મને ઘટારત નથી. વારૂં, મીસ મેહેરા, તમે વૉક લીધી તેથી તમને ભૂખ લાગી હશે? મારી પાસે પાંઉ માખણ ને ચીઝ છે."

"નહીજી, એ તો તમારો નાસ્તો છે. મને માફ કરો, પણ તમે પુનામાં કયાં ઉતરેલા છો?" આપણી શેહેરાંએ તેને પૂછી લીધું.

"અલેકઝાન્ડ્રા હોટેલમાં. લ્યો આપણે પાઉ માખણ અરધું અરધું વેહેંચી લઇએ," એમ કહીને તેણે બોહોસ કરીને થોડું આપ્યું.

"તમારાં હોટેલથી અમારો બંગલો ચોથો આવેલો છે," શેહેરાં બોલી, પણ મી૦ આરટીસ્ટ, તમને મીસીસ ઓલીવર સાથે સારૂં છે તે હું જાણું છું, વાસ્તે તેણીની આગળ વાત ના કરતા કે મેં તમારી સાથે પાંઉ માખણ "બન્ડ ગારડન્સ"માં ખાધું હતું."

"ઓહ! ત્યારે મીસીસ ઓલીવરની સંભાળમાં તમે આવી રહ્યાં છો, એમ કહોની! હવે હું સમજ્યો!"

"હા, પણ વળી માથેરાનમાં કીધું હતું, તેમ આજેજ પુનેથી કુચ કરી જશો કે?" શેહેરાંએ પૂછ્યું.

" મારી ભૂલ થઇ ! મેં જરા અતી ઉતાવળું પગલું ભર્યું હતું, પણ હવે તેમ કરવા અગાઉ બે વાર વિચાર કરીશ. એમ ચાલી ગયો હતો ખરો, પણ પાછળથી વિચાર કરતાં મને સહેજ ગોજું લાગ્યું. "

" ગોજું શું ! કહોની કે એમ કરવું કઢંગું કહેવાય. આપણે એક જણ સાથે રાતે મળીએ અને તે સહવારના પોહોરમાં ઉઠીને, વગર કહેવે અને વગર ખબર કરવે, ચાલી જાય, તે બન્યું ! સામા ધણીનાં મનમાં કેવું કઢંગું લાગે ?" શેહેરાંએ આરટીસ્ટને તાણા મારી સંભળાવ્યા.

" નહી, મીસ મેહેરાં, હવે હું તમને ચેતવ્યા વિના કદી નહિ જાઉં એવો વચન આપું છું. તે દહાડે મારી ચાલ ચલણમાં લગરીક કઢંગાપણું લાગ્યું હશે એમ હું માનું છું અને તેને માટે માફી માગું છું."

"પેલા પિકચર માટે હું તમારો એકવાર ફરીથી ઘણો ઘણો ઉપકાર માનું છું, અને વળી માખણ પાઊ અને ચીઝના નાસ્તા માટે પણ ઉપકાર થયો. જો કોઇ પણ ગ્રહસ્થ તરફથી કાંઇપણ ભેટ કોઇ પણ વખતે મેં સ્વીકારી હોય, તો તે તમારી પાસેથી આ ભેટ મેં પહેલીજ વખતે લીધી છે એ બાબદ ખુબ ધ્યાનમાં રાખજો. ચાલોજી, હું હવે જઇશ. પેલી મીસીસ ઑલીવરને નાસ્તો ખાતાં જરા વાર લાગે છે તો ગોખ્યારૂં કરી મેલે છે."

" હું સાથે મુકવા આવું ?"

" નહીજી, માફ કરો, હું એકલી ઘણી ઝડપથી ચાલી જઇશ. વળી તમને હજી તમારો સામાન પેટીમાં મુકતાં વખત લાગશે," એમ કહીને તેણી તેની સાથે હાથે હાથ મેળવીને ચાલી ગઇ.

તેણીનાં જવા પછી જાહ્ન પરવીઝ આરટીસ્ટ નિચે પ્રમાણે મનમાં બડબડયો:— આહ ! કેવું પરીઉં છે! ભલી ! હુસ્યાર, ખુબસુરત તે છતાં

બિચારીનાં નસીબમાં નોકરી લખેલી છે! મેં મક્કમ ઠરાવ કર્યો છે કે મરહુમ માકાશાહનાં વિચિત્ર વિલને એક કોરે મેલીને અને પેલા વાડીઆ સોલીસિટરની સમજાવટને ખૂણે નાખીને જો કોઇ મનગમતી છોકરી મળે, ગરીબ તો ગરીબ, પણ બધી રીતે ભલી અને હુશ્યાર, તો તેની સાથે બે ચોખા છંટાવી દઉં. આ છોકરી મને ગમે છે. હું માગું છું તેનાં કરતાં સરસ અને ચઢિયાતીછે, ઘણીજ સરસ છે! અને એની ઉપર પ્યાર પણ દોડે છે! પણ એ મને કબુલ રાખશે કે?"

---

## પ્રકરણ ૨૪ મું.

### મનમાં અદરાતો.

મનમાં અદરાય, મનમાં પરણે,
 ને મનમાં કોઇ જણે છે;
અજબ થાઓછો શાને માટે?
 એમ બી વાત બને છે.

શેહેરા "બન્ડ ગારન્ડસમાં' ફરવા ગઇ હતી, ત્યાર પછી મેહેરા ઉઠીને બાગમાં તેમજ બાહેર રસ્તા ઉપર નિકળીને ફરતી હતી. આસરે સાત કલાકનો અમલ હતો. પુનામાં સહવારના પોહોરમાં પોતાના બંગલામાં, તેમજ જેઓ મેનરોડ ઉપર રહેતાં હોય તેઓ રસ્તા ઉપર લટાર મારવા નિકળે છે.

નાસ્તો ખાધા પછી દસ વાગે, જ્યારે શેહેરા અને મેહેરા બન્ને એક ઓરડામાં એકલાં મળ્યાં, ત્યારે આપણી શેહેરાએ મેહેરાને ઘણી આતુરતાથી પૂછ્યું, "ડીઅર મેહેરા, ટેબલ ઉપર મેં તને પૂછ્યું નહિ, પણ મને કહે, તું સીક જેવી કેમ લાગે છે"?

મેહેરાં એકદમ પોતાની સહીને વળગીને બોલી, "નહીં, વાહાલી બેન, હું સીક નથી, પણ મને ગભરાટ છૂટે છે. એને ગભરાટ કહું કે બીજું શું કહું તે માટે બીજો બોલ જડતો નથી. હું બહુ બિહકણુ છું. વારૂં, હું જેને ચાહું તેને કાંઇ મદદ કરૂં તો શું થાય ?"

" તો શું થાય ? કાંઇ થાય નહિ. મદદ કરવી ઘટે ત્યાં કરવીજ જોઇએ," આપણી શેહેરાંએ જવાબ દીધો.

"પણ તેને વાસ્તે હું બીહું છું. જો સાંભળ, બેન, આજે સહવારે બંગલાની બાહેર ફરતી હતી, અને મીસીસ ઓલીવર વરન્ડા પર બેસીને મને જોયા કરતી હતી, તે વારે એક સ્ત્રી મારી આગળ આવી. હું તેણીને જોઇને ચોંકી. મેં તેણીને સોહલની બાઇડી નાજાં તરીકે ઓળખી. બીચારીનો હાલ જોઇને મારી આંખમાં પાણી ધાઇ આવ્યાં. મેં તેણીને ઉતાવળે કહ્યું, "બોલ, જે કહેવું હોય તે ટુંકમાં કહીને અહીંથી ચાલી જા. તેણીની વાત જાણી લીધી. તેઓ ગુપતા ઓટમાં રહે છે. સોહલ અંબ્યારના ડ્રેસમાં ફરે છે, અને દાઢી રાખી છે, અને અગીઆરીમા કામ કરે છે, પણ હાલ તદન સીક છે, ઉઠાતું બેસાતું પણ નથી, ને ભૂખમરો ભોગવે છે !"

"તું તારા ભાઇને મળવા માગે છે, નહી વારૂં !" આપણી શેહેરાંએ પૂછ્યું.

" હા, ને કાંઇ મદદ કરવા માગુંછું. બિચારૂં નાનું બચ્ચું કેવું ટળવળતું હશે !" મેહેરાં ફદર ખાઇને બોલી.

"મેહેરાં, તું એકલી જતી ના. વખતે ડિટેકટીવ હજી તારી પછવાડે હોય, એ બનવાજોગ છે. હાલ તું કોઇ જાતની હુલડાઇ કરતી ના. આપણે બન્ને જણ સાથે જઇશું."

આ વાત થઇ પછી સાંજે તેઓ "રેસકોર્સ" ઉપર ગયા. બે કલાક અગાઉથી મીસીસ ઓલીવર મેહેરાંના ડ્રેસની તકેદારી કરવા લાગી. પૈસાવાળી શેહેરાં તરીકે ગણાવા ફક્કડ સાડી, ઉંચો પોલકો, હીરામોતીની જવાહીરસ, વગેરે તેણીને પહેરવું પડતું હતું, પરંતુ ખરી શેહેરાંને કમ્પેનીઅન તરીકે ઉતરતો પોશાક પહેરવો પડતો હતો, અને વળી તેણી કાંઇ પણ ઘરેણાં પણ પહેરતી હતી નહિ; આટલું છતાં સાદા પોશાકમાં પણ તેણી વેશધારી શેહેરાં કરતાં ઘણી દીપી નિકળતી હતી. મીસીસ ઓલીવર પણ તે જોઇને બોલતી હતી કે, "હા, શેહેરાંબાનુની કમ્પૅનીઅનને ખુદરતેજ દેખાવડી બનાવી છે, તેથી જે સાદું પહેરે છે તેથી પણ દીપી અને શોભી રહે છે, પણ શેહેરાંબાનુને પૈસાવાળાની દીકરી તરીકે દરેક બાબદમાં 'પ્રૅફ્રરન્સ' મળવુંજ જોઇએ."

મીસીસ ઓલીવરનું આ તર્કશાસ્ત્ર લુલું હતું. તેણીમાં ન અક્કલ કે હુસ્યારી હતી. ખાનદાની શેહેરાં ગરીબાઇનો પાર્ટ ભજવતાં સદા પોશાકમાં પણ દરેક રીતે પ્રકાશી નિકળતી હતી. ખાનદાન છુપું રહેતું નથી, એમ આપણી શેહેરાંના દાખલાપરથી જણાતું હતું, પણ તેણીની પાસે પુટર્યાં નથી, એમ સમજીને બધાં તેણીને 'ડોન્ટ કૅર' કરતાં હતાં. મીસીસ ઓલીવરે નિયમ રાખ્યો હતો કે જે પૈસાવાળી હોય તેનેજ તાડ ઉપર ચઢાવવી. આ બંન્ને છોકરીઓના તાગડાથી તેણી બીચારી અજ્ઞાન હતી, એટલે સપાટી ઉપરનુંજ જોઇ શકતી હતી, પણ ભિત્તરમાં શું છે તે તેણી જોઇ શકી હતી નહિ. બાહેરના દેખાવ ઉપર ભૂલવું નહિ, આ કહેવત તેણીએ સેંકડો વાર વાંચી હશે, પણ તે છતાં તેણી થાપ ખાતી હતી. તેણીની જગે કોઇ બીજું હોત તો તે પણ આમ થાપ ખાધા વિના રહેત નહિ.

મીસીસ ઓલીવરને આપણી શેહેરાંએ વળી બીજી રીતે બાળીઃ—

"મીસ મેહેરાં, તમને પગાર મળે છે તેમાંથી તમે આવા 'સાદાં' પણ મોંઘા કપડાં લીધાં કે ?"

"નહિ, મીસીસ ઓલીવર, મારો પગાર તો હું એકઠો કરૂં છું. આએ કપડાં તો બધાં મીસ શેહેરાંએ પોતાના પૈસામાંથી મને અપાવ્યાં," કહેવાતી કમ્પેનીઅને આ પ્રમાણે મીસીસ ઓલીવરને બાળવા જાણી જોઇને બનાવી.

"તમારી ઉપર શહેરાંબાનુ બહુ કુરબાન છે, અને હું તેણીની આટલી કાળજી રાખું છું, અને ઉપરની ઉપર રહું છું, તોપણ મારી તરફ જરાપણ દિલસોજી લાગતી નથી; મને કોઈ દહાડે એક ચીજ બી ઉંચકીને આપી નથી!" આ પ્રમાણે મીસીસ ઓલીવર બળાપો કરવા લાગી.

"હા મીસીસ ઓલીવર, હું પણ એમજ જોઉં છું, પણ તમે અમો પારસી બાનુઓ ઉપર ઇંગ્રેજી દબજબ ઠસાવવા કોશીશ કરો છો, તે કદાચ શેહેરાંબાનુને ગમતું નહિ હશે."

આ પ્રમાણે વાત થઇ, પછી તેઓ રેસકોર્સ ' ઉપર ગયાં; ત્યાંથી મીસીસ ઑલીવર મારફતે બી. હોરમસજી તેમજ પેલા આરટીસ્ટને શેહેરાંના બંગલામાં રાત્રે જમવાનું ઇજન થયું હતું. વાંચનારને ખબર છે કે મીસીસ ઑલીવર દોરાબ વાડીઆની ઓળખીતી હતી, અને તેણી પણ તે વકીલની મરજી મુજબ ઇચ્છતી હતી કે આપણી શેહેરાંના લગન તેણીના સગા સાથેજ ગોઠવાય, તો સારૂં. બીજા હાથ ઉપર બી. હોરમસજી મનમાં અદરાતો હતો અને મનમાંજ પરણુતો હતો. તેના મનમાં મોટી મોટી આશાઓ રમતી હતી. ફક્ત સચ્ચાઇ અને ઇન્સાફને ખાતર અમે કહીએ છીએ કે પેલો આરટીસ્ટ ઘણા ઉમદા વિચાર ધરાવતો હતો. તેને આપણી શેહેરાં તરફ ખેંચાણ થયું હતું ખરૂં, પણ તેણીને પોતાની સગી શેહેરાં તરીકે જાણીને નહિ, પણ એક ગરીબ શીખેલી ભણેલી હુશ્યાર અને રાંક નોકરી કરતી છોકરી સમજીને તે તેણીને ચાહવા શીખ્યો હતો.

તે દિવસે ભેગી મળેલી પારટીની વેળા એક બાબદ ધ્યાન પુગાડવા જોગ હતી. આપણી મેહેરાં, જેણી અલબતાં હાલ શેહેરાંના નામ હેઠળ ઓળખાય છે, તેણીની પાસે બી. હોરમસજી ભમ્યા કરતો હતો. તેણીની આગળ બેસીને તેણીની સાથે વાત કરતાં, જાણે તેણીના દિલ ઉપર પડતો હોય એટલો નજદીક બેસતો હતો. તેણીના કાન ઉપરપડીને જાણે કેવી એક હરૂસેની વાત કરતો હોય તેમ ઘડી ઘડી કરતો હતો. બીજા હાથ ઉપર શેહેરાંને ગરીબ મેહેરાં સમજીને પેલો આરટીસ્ટ તેણીની સાથે સાદી સાધારણ અને ડાહી વાતો ચલાવતો હતો. એમાં તો કશો શક નહિ હતો, કે આ બે આશક વચ્ચે આસમાન જમીનનો ફેર હતો. મેહેરાં ફક્ત સભ્યતાને ખાતર બી૦ હોરમસજી સાથે વાત કરતી હતી. તેણીને તેને માટે કશો સારો અભિપ્રાય હતોજ નહિ, ઉલટી તે બિહતી હતી કે રખેને મને એ ઝવેરી ઓળખે, તો મારા ભાઇ સોહરાબ વિષે તેની યાદદાસ્ત તાજી થાય. પરંતુ આરસ્ટીસ્ટ અને શેહેરાંની ગોફતેગો ખરા જીગરની અને અંતઃકરણની અરસપરસની ખરી લાગણીથી બોલાયલી હતી. તેઓ બન્ને એક બીજાંને ખરાં અંતઃકરણની ભલી લાગણીથી ચાહતા શીખ્યાં હતાં.



## પ્રકરણ ૨૫ મું.

### નાદાન્યત.

હાંડા માસ્ટર રાખે નહિ—કાંઇ નદ્દટાઇની હદ,
પૈસા હોય પાસે ત્યારે—તો—દુન્યાથી થાય રદ.

આપણી મેહેરાં કોઇકોઇ વાર પોતાના મનનું સુઝયું કરતી હતી. શેહેરાંએ તેણીને તેણીના ભાઇને ત્યાં એકલી જવા ના કહી હતી. પહેલાં તેણીને શેહેરાંનું કહેવું વાજબી લાગ્યું હતું, પણ પાછળથી વિચાર

કરતાં તેણીએ એકલીજ જવાનો ઠરાવ કર્યો હતો. પોતાના બાપના ગ- રીબ ઘરમાં શેહેરાંને લઇ જતાં તેણી અચકાઇ હતી, તેમજ તેની ચીથરે

હાલ ધણીઆણી સાથે શેહેરાં જેવી જરદાર બાનુને ઓળખ કરાવવાનું ઠીક લાગ્યું નહિ, અને તેથીજ તેણીએ એકલી જવાનો મક્કમ વિચાર કરી રાખ્યો હતો.

ગુપ્તા સ્ટ્રીટ ક્યાં છે અને ક્યાંથી જવાય છે, તેની બધી ખબર તેણીએ માણસો પાસે મેળવી રાખી હતી, પણ ફિકર માત્ર બી. હોર- મસજીની હતી. જો કે તેણીની ખાતરી હતી કે બી. હોરમસજીને તેણી સોહલની બેન છે એમ હજી સુધી જરા પણ શક ગયો હતો નહિ, અને સોહલ સાથે આ છોકરીને કાંઇ પણ સંબંધ છે એવો લેશભાર ખ્યાલ પણ બી. હોરમસજી ઝવેરી રાખતો હતો નહિ. વળી સોહલ પણ તેના ખ્યાલમાંથી નિકળી ગયો હોય, એમ લાગતું હતું, તે છતાં તેણી તે- નાથી બહુ બીહતી હતી, કે રખેને તેને એવો કાંઇ શક જાય, અને તેથી ખોટું થાય.

બીજા હાથ ઉપર બી. હોરમસજી આ મેહેરાં ઉપર એટલો તો પ્યારમાં પડેલો હતો કે કહેવાની વાતજ નહિ. તેણીને વજીફાની શેહેરાં માનીને તેણીની સાથે લગન કરવા તેનો જીવ તલપાપડ થઇ રહ્યો હતો. તે ખાનદાની છોકરી માંગતો હતો, અને તેથી આ લગનથી તેનો માન- મરતબો વધશે, એમ ધારતો હતો. દોઢીઆની તેને દરકાર ન હતી, કા- રણકે દોઢીઆં તેની પાસે ચીકાર હતાં. તેને સારાં ખાનદાનની ગરજ હતી, કારણકે તેનું પોતાનું ખાનદાન હલકું હતું.

પોતાના બાપના ઘરે જવાની તેણી તક શોધતી હતી. તે તક તેણીને મળી. એક બપોરે આપણી શેહેરાંએ પોતાની સહીને વિશ્વાસમાં લઇને કહ્યું, "હું આજે બાલ આરટીસ્ટને "બન્ડ ગારડન્સ"માં મળવા જવાને

વિચાર રાખું છું, કારણકે તેણે મારી સાથે એવી ગોઠવણ કીધી છે. તું આ વાત મીસીસ ઓલીવરને કહેતી ના" મેહેરાં પણ પોતાની સહીનાં ભવિષ્યનાં સુખને માટે ઘણી ઈંતેજાર હતી, કારણ જો તેણી આ સગા સાથે પરણે, તો દોલત વેહેંચાઇ જતી અથવા બરબાદ થતી બચે, એમ તેણી માનતી હતી.

પ્યારનો ડંખ કેવો છે, પ્યારની મુઝવણ કેવી છે. પ્યારથી ભરેલું દિલ કેવું દુઃખી છે, એ બધું મેહેરાં સમજતી હતી, કારણ કે તેણી પોતે પણ દોરાબ વાડીઆ સોલાસિટરને ચાહતી હતી, અને તે પણ તેણીને ચાહતો હતો, પણ તેણીંને વજીફાની શેહેરાં સમજીને ધંધાનો વિવેક ન તુટે તે માટે પોતાનો પ્યાર જાહેર કરવા કરતાં દાબી રાખવાને વધારે વાજબી ધારતો હતો.

મેહેરાં મનમાં વિચારતી હતી, કે "જયારે તેને ખરી વાત માલુમ પડશે કે હું પૈસાવાળી નથી, ત્યારે તે મને પરણવા ખુશી થશે કે? અ-મારી ઠગાઇથી રખેને તે ગુસ્સો કરે?" આમ વિચાર કરીને મેહેરાં મનમાં ડરતી હતી.

આપણી શેહેરાં પોતે ફરવા ગઇ પછી આપણી મેહેરાંએ મીસીસ ઓલીવરને કહ્યું, "મને કાંઇ નજદીકની દુકાન પર ખરીદી કરવી છે, માટે હું બાહેર જાઉં છું" સાથે આયાને લીધી હતી. રસ્તેથી એકાદ દુકાનમાંથી બે પાંચ રૂપીઆની ખરીદી પણ કીધી, જેથી પોતાનો બોલ જૂઠો ન પડે પણ આગળ ચાલતાં ગુપ્તા સ્ટ્રીટથી થોડેક છેટે સામેથી જે ઘણીથી તેણી ઘણી બિહતી હતી, તેજ સામે મળ્યો. મી. હોરમસજી ઝવેરી પોતાની મોટી ડુંબ કહાડતો, હસીને દાંતો દેખાડતો, વાંદરા માફક હસવા લાગ્યો, અને વિવેક સમજ્યા વગર તોછડાઇથી બોલ્યો, "ઓલ્લો હું કેવો ભાગ્યશાળી? હું તારોજ વિચાર કરતો હતો અને તેટલામાં તો

તું વાહાલી મલી ગઇ! લાવ, આએ તારા હાથમાંનુ બંડલ હું ઉંચકું. ક્યાં જાયછ કલેજાં ? કલેજાં ચાલની, હું પણ સાથે આવું!"

મેહેરાં ગભરાઇને તદન મુંગી ઉભી રહી. તેણીનાં: હાથપગ થરથર ધ્રુજવા લાગ્યા, પણ જેમતેમ બોલી, "હેંક યુ. મી. ઝવેરી, હું એકલીજ જઇશ, મને કાંઇ ખરીદવું છે."

"ઓ મારી વાહાલી, જો તારે કાંઇ ખરીદવું હોય તો મારા જેવા અનુભવીને સાથે લઇ જવોજ જોઇએ, કારણકે બાઇ માણસ જાણીને તને ઠગશે. વળી રેસ્મી કાપડ પારખવામાં મારી કોઇ જોડ નથી," એમ બોલી બી. હોરમસજી અહંકાર કરવા લાગ્યો.

"નહી, માફ કરો, તમે સીધારો, બંગલે આવજો," મેહેરાંએ તેને સમજાવીને ખરતો કરવાની કોશીશ કરી, પણ ફોકટ.

બી. હોરમસજીએ બજીદ થઇને સાથેજ ચાલવા માંડયુ. મેહેરાંએ છેવટે તેને ચીરડાઇને ચાલી જવા કહ્યું, તોપણ તે ત્યાંથી ખસ્યો નહિ. છેવટે તે બોલ્યો, "ચાલો ત્યારે દુકાન સુધી હું આવુંછ, તમે અંદર જજો ને હું બાહેરથી ચાલી જઇશ,"

વળી મેહેરાં ગભરાઇ. તેણીને હવે બીજું કાંઇ ખરીદવું હતું નહિ. વળી તે બાજુ ઉપર કોઇ મોટી દુકાનો પણ હતી નહી. આથી તેણીને ખરેખર કુદરતી રીતે ગુસ્સો આવ્યો અને તેથી જરા બોલી, "મી. ઝવેરી. મારે એકલુંજ જવું છે, માટે તમે ફોક્ટની હઠ લઇ મારો પીછો શા માટે પકડયો છે? તમને કાંઇ રીત ભાત આવડતી નથી! હું કોઇ મારાં સગાંને મળવા જાઉં ત્યાં તમને સાથે લેતી જાઉં કે?"

આ પ્રમાણે જ્યારે તેણીએ તેને તાણા માર્યા, ત્યારે તે બોલ્યો, "ચાલ ડિઅર, ત્યારે તો હું જાઉછ!"

બી. હોરમસજીનું લોહી હલકું હતું, તેનો ખવાસ હલકો હતો, તે પોતે બધી રીતે હલકો હતો. તેની રીતભાત ઉતરતી હતી, આથી પાછો ફરવાને બદલે તે ગલીનાં નાકે જઇ ઉભો. આપણી મેહેરાંએ ધાસ્તીની મારેલી પાછું ફરીને જોયું પણ નહિ, અને સારાં ભાગ્યે સોહલની બાયડીને ખડકીમાં ઉભેલી જોઇને તે ઘરના ઓટલા પર ચઢી ગઇ.

બી. હોરમસજીએ નાકે ઉભો રહીને મેહેરાંને એક ઘરમાં ચઢતી દીઠી હતી, પણ લાંબેથી તે ઘર કયું તે ચોક્કસ કહી શકયો નહિ. જેની આદત હલકી, જેના વિચાર હલકા, તે માણસ સર્વેને હલકાં સમજે છે. આ બાબદમાં તેને આ છોકરી ઉપર વેહેમ જવા લાગ્યો. તે મનમાં બડબડવા લાગ્યો "ઓરત જાતનાં ચરિત્રને કોણ પુગી વળ્યું છે? પેહેલાં કહ્યું કે ખરીદી કરવી છે, પછી કહે છે કે કોઇને મળવું છે! એના બોલ ઉપરથી મને તો લાગે છે કે દાળમાં કાંઇ કાળું છે! બંદા બેરામ, ચાલ, આજે એ હિલચાલ ભરાઇ સંતાઇને તપાસું!"

એમ ઠરાવ કરીને તે ગુપતા ઓટમાં દાખલ થયો, ત્યાં એક ઘર, જે ઘર ઉપર મેહેરાં ચઢી હતી એમ તેણે દૂરથી જોયું હતું, ત્યાં ઓટલાપર રમતા છોકરાને દુર બોલાવી હાથમાં બે દોઢીઆં આપીને પૂછ્યું, "બુચા, લે, કાંઇ ખાજે, વારૂં હમણા આએ ઘરમાં છોકરી ચઢી?"

"હાજી, બે ત્રણ મિનિટ થઇ. આએજ ઘરમાં કોઇ ચઢી."

આટલી પૂછપરછથી તેને કાંઇ બાતમી મળી નહિ, તેથી ઘરની સીડી આગળથી હાલ તુરત દૂર જઇને, સામેની બાજુએ એક દારૂનું પીઠું હતું, તેમાં જઇને સોદાની એક બાટલી પીવાનાં બાહાણે ત્યાં બેઠો. આ દુકાનમાંથી સોહલ સરકારી રહેતો હતો તે ઘરનો ઓટલો બરાબર દેખાતો હતો. દારૂવાળો પારસી હતો, અને ઝવેરીનો ભપકો ભારે હતો, તેથી તે દારૂવાળાએ તેને કોઇ મોટું માણસ સમજીને માન આપ્યું, અને સેહેલાઇથી વાત કરવા લાગ્યો. થોડીવારમાં મેહેરાં ઓટલા ઉપર આવી. તેનું

ણીની પછવાડે સોહોલની બાયડી, નાજાં, એોટલા સુધી મુકવા આવી હતી, તેમજ તેણીનો ભાઇ પણ છેક એોટલા સુધી આવ્યો હતો. બી. હોરમસજીએ ભરાઇને સગળો મામલો તપાસી લીધો. સોહોલનો ચેહેરો તેને ધ્યાનમાં એકદમ આવ્યો નહિ, પણ એ ચેહેરો તેને આગલ દીઠો હોય તેમ શક જવા લાગ્યો. તેની બુઠ્ઠી યાદદાસ્તશક્તિએ તેને એકદમ યારી આપી નહિ. દારૂવાલાને પૂછતાં તેનું નામ સોહરાબજી સરકારી નામ દીધું, જે પણ પેહેલાં બેરામ ઝવેરીને જાણીતું લાગ્યું નહિ. આથી રસ્તે ચાલતા તે પોતાના મગજને થોકી થોકીને યાદ કરવા લાગો કે "આ સોહરાબ સરકારી કોણ? અને આ પૈસાવાલી છોકરીને તેની સાથે શો સંબંધ?"

વળી તે વિચારવા લાગ્યો કે "એ છોકરી જ્યાં જાય છે ત્યાં પોતાની સહીને લઇ જાય છે, અને અહીં આવી તે એકલી! તેનું શું કારણ? એમાં કાંઇપણ ભરમ છે!"

ઘણી વાર પછી તેને ફ્રામ આવી કે "આ બન્ને સહીઓ સુરતની રહેવાસી છે, અને કહે છે કે એકબીજાંની પડોસમાં રહેતાં હતાં. પેલી મેહેરાં સરકારી અને આએ સોહરાબજી સરકારી, ત્યારે આ માટીડો મેહેરાનો ભાઇ થતો હશે! ઓત્તારી! હવે સમજ્યો! પેલો ચંડાલ સોહલ સરકારી મારે ત્યાં ચોરી કરીને નાહાસી ગયો અને હજી પકડાયો નથી, તેની મેહેરાં સરકારી બેન થતી હશે! અને તેની બેન સાથે નહિ આવી તેનું કારણ પણ એમ હશે કે આ બે જણને એકબીજાં સાથે છુપ્યો પ્યાર હશે, અને તેથી તેણીને જણાવ્યા વગર એ અહીં મળવા આવી! હવે હું સમજ્યો! આહ! બચ્ચા! ઠીક છે! હું કેવો નસિબદાર અને વળી કેવો હુસ્યાર! આ છોકરીને હવે મારા સપાટામાં લેતાં વાર નહિ લાગશે!"



# પ્રકરણ ૨૬ મું

બચ્ચા ! તને મેં ઓળખ્યો !
નાસભાગ કર, વેશ બદલ,
એક દિન આવશે, લુચ્ચાઇ કરી
છેવટ સુધી કદી નહિં ફાવશે.

મેહેરાં સમજી હતી કે બેરામ ઝવેરી પાછો ચાલી ગયો હશે. પણ તે એટલી નિચ હદ સુધી તેણીની પૂઠ પકડશે, અને તેણીની હિલચાલ તપાસશે, એવો તેણીને લેશભાર પણ શક હતો નહિ.

નાજાંને તેણીએ કોટી કીધી હતી. તે નાજાં ગમે તેવા બોલ બોલવા લાગી હતી. તેણીની રીતભાત તેણીને ગમી નહિં; ન સુઘડતાઇમાં, કે ન રીતભાતમાં, કે ન વાતચીતના વિવેકમાં તેણી મેહરાંની પસંદગી પામી હતી. પોતાના ભાઇને ઢોલકી ઉપર સુતેલો જોઇને તેણીનું ધ્યાન તેનામાં રોકાઇ રહયું હતું.

"ભાઇ, આ તારામાં કેટલો ફેરફાર ! આ તારા કેવા હાલ ! આ દાઢીથી તું કેવો લાગેછ ! તું અહીં કયારે આવ્યો ? તું અહીં શું કરેછ?" વગેરે વગેરે સવાલ તેણીએ પૂછવા માંડયાં.

સોહલની ચાલચલણમાં પણ મેહેરાંને કાંઇ ફરક લાગ્યો નહિ. તેણે બેનને પોતાની પાશે ઢોલકી ઉપરજ બેસાડી. પણ તેણીના સવાલના કાંઇ જવાબ દીધા નહિ.

નાજાંએ એક ખરડાયલું ભુલકું લાવીને મેહેરાંના ખોળા ઉપર બેસાડયું. પોતાના કપડાંની દરકાર ન કરતાં, તેમજ તે છોકરાંના ખરડાયલા ગાલની કાંઇ પરવા કર્યા વિના, તેણીએ તે છોકરાંને પોતાની છાતીમાં દાબીને ચુમીઓ લીધી. આ છોકરૂં નાજાંનાં જેવું ખુબસુરત હતું, પણ તેની માવજતમાં ખામી એટલી બધી હતી, કે નહીં બોલવામાં નવ ગુણ.

"જો સોહાલ, હું તને કહ્યા કરતી હતી કે મેહેરાં જાણશે તો તને મળ્યા વગર રહેશે નહિ," નાજાં કહેવા લાગી.

"નહિ મલું? મારા ભાઇમાં મારો જીવ ભરાઇ રહેલો હતો! પણ સોહલ તારો શેઠ બેરામ ઝવેરી પુનામાં છે, અંહ!"

"અહીં! પુનામાં! કયાં?" ગાભરો બનીને પૂછવા લાગ્યો.

"સ્ટેશનથી થોડે દૂર! અમે રહીએ છીએ ત્યાં વારંવાર આવે છે! હું પણ તેના ધ્યાનમાં બિલકુલ નથી! તને તે તદન વીસરી ગયલો લાગે છો'.

સોહલના ધ્યાનમાં આ વાત ઉતરી નહિં, તેથી તેણે જવાબ દીધો, "નહિ, નહિં તું તેને બરાબર ઓળખતી નથી, તે તને ઓળખતો હશે, પણ તે એવો લુચ્ચો બદમાશ છે, કે તારી બધી હિલચાલ તપાસતો હશે," સોહલ સરકારીએ જવાબ દીધો. ખરી વાત હતી કે બી. હોરમસજી તે પળે મેહરાંની સઘળી હિલચાલ દારૂના પીઠામાં બેસીને તપાસતો હતો.

"નહિ, ભાઇ, હું કહુંછ તે ખરૂં છે કે તે મને તારી બેન તરીકે ઓળખતો નથી, અને જો ચોરીની વાત તેના ધ્યાનમાં રમતી હોય, તો ડોળ ઘાલવાને ખાતર તે વાત કર્યા વિના રહે નહિ. આપ બડાઇ એનામાં હદ વિનાની છે, તેથી એવી એવી વાતો એ હમેશાં કરે છે."

"વારૂં, બેન, તું તો હાલ સુખમાં હોય, ને મોજ મારતી હોય તેમ લાગે છે! પણ આ મારો અવતાર જોયો? આ મારો હાલ જોયો? તું મારી બેન થાયછ એમ હું કોઇને કહું તો તે માને?"

"હું હાલ આપણી પડોસણ વજીફાની શેહરાંની સાથે રહુંછ, તેની "કુમપેનીઅન" તરીકે સાથે ફરૂંછ હરૂંછ, અને તે માટે મને પગાર મળેછ".

"બેન, તું નોકરી કરેછ તે જાણીને હું દિલગીર છું. બૈરાંઓ નોકરી કરે એ ખોટું છે," સોહલ મરતો મરતો પણ બેનને શીખામણ દેવા લાગ્યો. કહે છે કે દોરડી બળે પણ વળ ન મુકે.

"પણ ત્યારે હું શું કરૂં? મુંબઇ તને મળવા આવી, ત્યાં તારો પત્તો નહિ લાગ્યો. મજગામ તારા ઘરમાં ગઈ, ત્યાં તું મળ્યો નહિ, અને બુઢી ઘરવાળી ગાળ દેવા લાગી. તેણીને તારૂં કરજ આપી આવી."

"કેટલા રૂપીઆ આપ્યા?" નાજાંએ પૂછ્યું.

"સાઢી બેતાલીસ રૂપીઆ, તેણીએ માગ્યા તેટલા આપ્યા,"

"એ મરેરે મુઇ દદા! ફકત આઠ રૂપીઆ માગતી હતી. મરી ગઇ કસકુનમે વધારે લીધા તે ફુટી નિકળશે. એટલા રૂપીઆ મને તેં આપ્યા હોતે તો મારાં ગરીબ ઘરમાં કેવા કામ લાગતે." નાજાં પોતાની અભણ ઢબે અને રીતભાત વગરની વાત કરવા લાગી.

"ભાઇ મારી પાસે થોડા રૂપીઆ ભેગા થયા છે તે હું લાવી છું", તે લે આ. એમાંથી થોડા બચ્ચાંને વાસ્તે જરૂર ખરચ કરજે," મેહેરાંએ એક કોથલી કાઢીને સોહલ આગળ મુકી.

પણ આ અસલી ઢબના માટીડાએ રૂપીઆને હાથ લગાડયો નહિ. બૈરાંની કમાઇ માટીડા લએ એ વાતજ તેના ધ્યાનમાં હલકી લાગી, અને તેથી બોલ્યો, "નહિ બેન તારી સકમાઇના પૈસા તુંજ રાખ. મારે બેન પાસે લેવું શરમ ભરેલું છે!"

"લાવ, બેન, તું એ મને આપ. મારૂં બચ્ચું ખાશે! સોહલ, તારે જોઇએ તો તું બેન પાસેથી ના લે. પણ એ તો એણે મને આપ્યા કહેવાય." એમ કહીને નાજાંએ રૂપીઆની કોથલી ઇજારની ઓટીમાં ખોસી. અને બોલવા લાગી, "મારાં કર્મો પ્રમાણે પહેલેથી ચાલ્યા હોતે,

તો હાડમારી નહિ થતે, ને સુખી થતે, પણ એવણ તો મારૂં કહ્યુંજ માનતા નથી તે શું કરૂં."

" મેહેરાં, તું એની સાથે વાત ના કર એ મુઇનો એકજ ધખારો છે ! એકનો એક પીજન પાટલો છોડતી નથી ! '

ઉપર પ્રમાણે વાત કરીને મેહેરાં ભાઇ બોબાઇને મળીને ઓટલા ઉપર નીકળી. ઉપર કહ્યું તેમ સોહલ અને નાજાં તેણીની સાથે સીડી ઉપર આવ્યાં હતાં, અને તે વખતે બેરામ ઝવેરીએ સામેનાં પીઠાંમાંથી સોહલને જોઇ લીધો હતો, અને તે કોણ હતો, તે પાછળથી પામી ગયો હતો.

---

## પ્રકરણ ૨૭.

### આવા મારા સપાટામાં !

શરમ છોડી વાતો કરે, અવિવેકી ખર,

નફટાઇથી હાથો ધરે, પાસે હોય જો જર.

દીવા થયા પછી, શેહેરાં અને મેહેરાં સાથે મળ્યાં પણ એકલાં પડીને વાત કરવાને તેમને તક મળી નહી. તે છતાં આપણી શેહેરાં મેહેરાંના દીલગીરી ભરેલા ચેહેરાપરથી પામી ગઇ હતી કે કાંઇ ખોટું થયું છે ખરૂં. આપણી વજીફાની શેહેરાં એટલી ચબરાક હતી કે મોઢાં પરથી ઝટ દઇને માણસને પારખી કહાડતી હતી, એવી તેણી બાહોશ હતી.

વળી શહેરાં પણ પોતાના વિચારમાં મશગુલ હતી કે જે વિચાર જીંદગીમાં ઘડી ઘડી કરવો પડતો નથી, તે વિચાર તેણી કરતી હતી. પેલો ચિતારો તેણીને ગરીબ સમજવા છતાં ચાહતો હતો, એ વિષે તેણીની ખાતરી

ચઇ હતી. હવે તેના પ્યારને ઉત્તેજન આપવું કે મૂળમાંથી ઉગતાં તેને કચડી નાખવો ! શું કરવું તે માટે તેણી હજી ચોક્કસ છેવટ ઉપર આવી હતી નહિ. તેણી બંન્ને બાજુએ પગલાં ભરતાં અચકાતી હતી, તેને તરછોડી કહાડવા તેણી નારાજ હતી, તેમજ હાલ તેને હા કહી દેવા પણ રાજી ન હતી. હાલ જે મામલો ચાલતો હતો તે ચાલવા દઇને તેમાંથી ગમત મેળવવા તેણી માંગતી હતી.

આ વાત સર્વે જણ કબુલ રાખશે કે કુંવારી અને પરણેલી જીંદગી વચ્ચેનો વખતનો ગાળો ખરેખર આશક માશુકના મનથી જીંદગીનો સર્વથી સરસ ખુશનુમાં વખત છે અને જેમ એ ગાળો લંબાય, તેમ તેઓ તે વખત સુખમાં ગુજારે છે. આવો સુખ આપનારો અને મનને સંતોષ પમાડનારોવ ખત જીંદગીમાં ફરીફરીને આવતો નથી.

આ સાંજે પણ મીસીસ ઓલીવરની શહેરાંની તાલતલાવથી અને મીસીસ ઓલીવરની ચાપલુસીથી ઘરમાં થોડાં પરોણાંને તેડવામા આવ્યાં હતાં, અને તેમા પેલો ાચતારો અને તેનો અવિવેકી પુરતાજ્યો દોસ્ત બી૦ હોરમસજી ઝવેરી પણ હતા. મીસીસ ઓલીવરને ભેટ સોગાદ આપીને તેમજ બીજી બધી રીતે પુસલાવી પટાવીને પોતાની તરફેણમાં રાખવામા બી૦ હોરમસજીએ બાકી કાંઇ રાખ્યું ન હતું, એટલે તેને તેડું થાય એ નક્કી હતું.

આ કારણને લીધે મીસીસ ઓલીવર બી૦ હોરમસજીને, જાણે તે કેવો એક રાજવંશી નર હોય, તેમ તેને માન આપીને છાપરે ચઢાવતી હતી, અને જેમ તેણી તેને માટે વખાણના શબ્દો ઓચરતી, તેમ તેણીને કિંમતી ભેટો આ નફટ નફકરા પારસી તરફથી મળતી હતી.

જમવાના વખતની અગાઉ, મીસીસ ઓલીવરની શેહેરાં, જેણી પોતાના ભાઇને મળીને થોડીજ વાર અગાઉ બંગલે પાછી ફરી હતી, તેણી

પોતાના ઓરડામાંજ ભરાઇ રહી હતી ત્યાં પેલો બેઅદબ બેરામ ઝવેરી વગર તેડવે અંદર ધુસ્યો. તેણી પોતાના કોચ ઉપર પોતાના અંદેસામાં બેઠેલી હતી, ત્યાં જઇને વાંદરાની માફક દાંતની બે હારો દેખાડતો, ખીખી ખાખા કરીને હસતો હસતો, ધબદઇને કોચ ઉપર તે તેણીની પાસે બેઠો અને એકદમ પૂછવા લાગ્યો, "કેમ, મીસ શેહેરાંબાનું, તમે તમારાં સગાંને મળી આવ્યાં કે ?"

"માફ કરજો, મી૦ ઝવેરી, હું ત્યાં એકલીજ જવા માગતી હતી, તેથી તમારી સાથે સેહેજ તોછડાઇ મને વાપરવી પડી. હું કોઇ કદાચજ એમ એકલી બાહેર નિકળું છું, પણ આજે મને તદન ખાનગી કામ હતું, અને તેથીજ મેં તમને સાથે નહિ લીધા."

"હા, બા, હવે તો બૈરાંઓને પણ ખાનગી કામ હોય છે! હું સમજી શકતો નથી કે બૈરાંઓને ખાનગી કામ શું હોય ? હશે, બા, હશે, તમને ખાનગી કામ હતું. હું કહેતો આવ્યો છું કે માટીડાઓની છાતીનો છેડો મળશે, પણ બૈરાંઓની છાતીનો છેડો કદી મળશે નહિ!" આમ ટકોર અને મશ્કરી કરીને તેણે આ છોકરીને સતાવવા માંડી, તેથી તેણી દિલમાં બહુજ દુઃખી થઇ, અને આવી તેની ચાલથી તેણીને મોટો ક્રમકમાટ છૂટયો. તે છતાં લોહીનો ગોટ ગળી જઇને મુગી બેઠી, અને તેનું કારણ આ સિવાય બીજુ ન હતું કે તેણી તેને પોતાના ભાઇ સોહલને ખાતર છેડતી હતી નહિં.

તેણીને મુંગી બેઠેલી જોઇને તેણેજ વાત આગળ ચલાવી, "મીસ શેહેરાંબાનું સુરતમાં તમારી પડોસમાં જેઓ રહેતાં હતાં, તે બધાંને તમે ઓળખોછ કે ?" ઝવેરીએ આ પ્રમાણે વાત આગળ લંબાવી.

વળી, આપણી મેહેરાં ઝવેરીના આ સવાલથી દિલમાં મુંઝાવા લાગી, અને વાત ઉડાવવા બોલી, "હશે, સુરતની વાત મારી આગળ કરો ના. જુઓ, હું કોઇને ઓળખતી નથી."

પણ આ તોછડો અને અસભ્ય ઝવેરી આવી એક છોકરીનાં તરછોડી કહાડવાથી ખસી જાય, કે હઠી જાય, અથવા વાત ખાઇ જાય, ને મુંગો બેસે ? ના એવો તે નહિ હતો, અને તેથી તે પોતાની વાતને વળગી રહયો, અને બોલ્યો, " તમને સુરતની વાત ગમતી નથી, પણ મને ગમેછ, વાસ્તે, બાનુ, તમે સાંભળો."

આ પ્રમાણે તે હજી બોલે નહિ તેટલામાં આપણી મેહેરાંનો જીવ ગભરાવા લાગ્યો. રખેને આમ ગોળગોળ વાત કહાડીને સોહલની વાત કાહાડે, આમ સમજીને તેણી ગભરાવા લાગી. તોપણ દમ ઉંચે લઇને તેણી મુગી બેઠી, અને તેનું મોંઢું જોવા લાગી. આ માટીડાને હડધુત કરવો, કે ફફડીને ત્યાંથી ઉઠી ને ચાલી જવું, કે શું કરવું ? તેની તેણીને કાંઇ સમજ પડી નાહ. એક તો તેણી પોચાં હૈયાંની હતી, અને બીજું, તેણી પોતાના ભાઇને લીધે બીહતી હતી. પરંતુ તેણીએ ધિરજ પકડી, અને તે બોલ્યો તે સાંભળવા લાગી.

" મારી વાત ધ્યાન રાખીને સાંભળેજ ત્યારે તું હવે મને કેવી ડાહી લાગે છે ! તું મારી સામે થઇને વાતો કરે, તે મને નહિ ગમે, અંહ—બાં ! જો સાંભળ શેહેરાં, આ તારી મેહરાં સહી છે. તેનો એક ભાઇ સોહરાબ નામનો હતો, નહિ વારૂ ? "

" હું નહિ જાણુતી." મેહેરાંએ શહેરાંનો પાર્ટ ભજવતાં મેહેરાના ભાઇ વિષે અજ્ઞાન પણું બતાવ્યું.

" તે ભાઇ હોય કે વખતે કાકાનો છોકરો એ હોય ! પણ સોરાબજી સરકારી, એ નામનો એક પોરયો મુંબઇ આવ્યો હતો એમ કહું તે સાચું છે, એ આ તારી મેહરાં સરકારીનો બાપ તરફનો સગો થતો હશે, એમ હું ધારૂં છું."

" હશે, હું મારી વાડીની બાહેર કવચીતજ નિકળતી હતી. મને પાડપાડોસીની બધી વાત ખબર નથી, " મેહેરાંએ પોતાનો ધારણ કરેલો પાર્ટ ભજવતાં જવાબ દીધો.

"વારૂ, હશે, જે હોય તે ખરૂં, તે કોણુ ? તે તમારો દોસ્ત થતો હશે ?" આપણી મેહેરાં અંજાણી અંબા થઇને પૂછવા લાગી.

"મારો દોસ્ત ! એવો લુચ્ચો મારો દોસ્ત ! એવા રખડતા માણુસ સાથે હું દોસ્તી કરૂં ? અવાખ્શે પસેમાન ! એવો ચોર તે મારો દોસ્ત ! નહિ મારી વાહલી શેહેરાં, તે તો મારે ત્યાં નોકરી રહી ગયો ! અને મારે ત્યાં હાથ મારીને કોણુ જાણે કયાં પોબારા માપી ગયો છે ! હું તેને સુરતમાં પકડવા આવ્યો હતો, પણુ તે મારા હાથમાંથી છટકીને સટકી ગયો! નહિતો, તેના હાથે લોખંડનાં સાંકળાં પેહેરાવતે, સમજી ? પોતાના ઘરના કમ્પાઉન્ડમાંથી તારા બપાવાની વાડીમાં કેથે ભરાઇ રહીને કોણુ જાણે કેમ છટકી ગયો ! પણુ હવે ? હવે તે મારા હાથમાંથી છટકે એમ નહી સમજવું, મીસ શેહેરાં બાનુ, સમજયાં કે ?"

જેમ જેમ આ બટકો પારસી બકબકારો કરતો હતો, તેમ તેમ આપણી મેહરાનો જીવ તળે ઉપર થતો હતો અને જાણે ચકકર આવીને ભોયપર પડી જતી હોય, તેમ તેણીને ઓરડો ફરતો જણુાયો. આ જોઇને બેરામ ઝવેરી, ગમે તેવો લોફર હતો, તે છતાં, બીધો કે રખેને આ છોકરી બેશુદ્ધ થઇ જાય, તેથી હાલતુરત તેણીને સમજાવીને ઠંડી પાડી, "કાંઇ ફીકર ના કરો શેહેરાંબાનુ, એમ ગભરાવો ના ! નહિતો બીજાઓ વાત જાણુશે તો તમારો રકાશ થશે. જ્યાં સુધી તમે મારી તરફેણુમાં છેઓ ત્યાં સુધી હું તેને હેરાન નહિ કરૂં, સાંભળોછ કે બાઇ સાહેબ?"

"અને તેણે તમારૂં જે લીધું હોય, તે તમને વ્યાજ સીકકે પાછું આપે, તો તેને તમે માફ કરીને જતો મુકો કે નહિ ?" બધી વાત પડતી મુકીને આપણી મેહેરાં પોતાના બાઇને છૂટો કરવાની તજવીજ સોધવા લાગી.

"જતો મુકું ? માફ કરૂં ? જો નરમ ઘી જેવી વાત લાવી તે ! હા, જતો મુકું, પણુ એક સરતે ? અરસપરસ છુટછાટ મુકવામાં આવે, તો તે વાજબી કહેવાય ! હું દોરી ઢીલી મુંકું, ને તમે મકકમ થઇને દોરી

ખેંચી રાખો, તે એકતરફી કહેવાય ! તેને જતો મુકવો હોય, તો મારો એક સવાલ છે, અને તે સવાલ પૂરો કરવો, તમારા હાથમાં છે. ”

“ મારા હાથમાં છે! ” આપણી મેહેરાંએ અજાયબ થતી હોય તેમ ઢોંગ કરવા માંડયા.

“હાજી, તમારા હાથમાં છે, તમે તમારા સગાને મળવા ગયાં હતાં, તે તેજ સગો કે બીજો ?’ બેરામ ઝવેરીએ ટકોરામાંજ પુછ્યું.

‘ તમે કેમ જાણ્યું કે હું તેનેજ મળવા ગઇ હતી ?”

બેરામ ઝવેરીએ પાટીઆં ગોઠવીને જવાબ દીધો, “ આજે સવારે મને ખબર પડી કે સોરાબજી સરકારી પુનામાં છે, તેથી હું પોલીસ ડિટેકટિવ ને ત્યાં જતો હતો, તેટલામાં તમે મને મળ્યાં. તમને છોડીને, ડિટેકટિવને મળીને, બધી ગોઠવણ કરીને, હું પાછો ફરતો હતો, તેટલામાં ગુપ્તા બોટમાં એક ઓટલા ઉપર તમને તેની સાથે વાત કરતાં મેં દીઠાં, તમને જોઇને હું ચાલી ગયો, નહિંતો તેજ વખતે ત્યાંજ સીપાઇને બોલાવીને તેનું કાંડું સીપાઇના હાથમાં આપતે ”

“ પણ તમે પાછા પોલીસમાં ગયા તો નથી ? ” આપણી મેહેરાં ધ્રુજીને પૂછવા લાગી. ગમે તે કહો, પણ તેણી એક જવાન બીન અનુભવી ઓરત હતી, અને તેથી આવા સંજોગમાં ગભરાવા લાગી, અને જેમ તેણીનું મોઢું ફિકકું પડતું ગયું, તેમ બેરામ ઝવેરીએ પોતાનો દાબ મજબુત કીધો.

“ પોલીસના ડિટેકટિવને તેનું ઘર દેખાડી મુકયુંછ, પણ મેં તેના હાથમાં પોચીઉં મુકીને કહયું છે, કે હાલ પકડતો ના, તે જો નાહાસી જવાની કોશેશ કરે, તો તેની પુઠ પકડવી, પણ હું કહું ત્યાં સુધી પકડવો નહિ. એમ કરવાનું કારણ કે તમને પુછી તો જોઉં, પછી વાત,” બેરામ ઝવેરી આપણી મેહેરાંને ગભરાવવાનું ચાલુ રાખીને મનમાં મલન

થતો બોલ્યો, અને મનમાં સમજવા લાગ્યો કે " ચાલો આ છોકરી મારા સપાટામાં આવી છે ! "

તેણે આ બધા પાટીઆં ગોઠવેલાં હતાં, તે વાંચનાર જાણે છે. ફકત તેણે સોહલને ઓટલાપર જોયો હતો, બસ પોલીસ અને ડિટેકટિવ એ બધું જોડી કાઢેલું સમજવું.

" ઓહ ! સોહલ ! હવે તને કેવી રીતે બચાવું ? " આપણી મેહેરાથી મોટેથી બોલાઇ ગયું.

" એ તારો કોણ થાય કે બચાવવા નિકળી છે ? " બેરામે તાપ-માંજ પૂછ્યું.

"એ અમારા કુટુંબનો જુનો દોસ્ત છે ! " આપણી મેહેરાંએ જવાબ દીધો.

" ફકત કુંટુંબનો દોસ્ત, કે કાંઇ તેની સાથે દિલલગી છે ? " બેરામે અસભ્યતાથી પૂછ્યું.

" નહિ, તેવું કશું નથી. તે એક દોસ્ત કરતાં વધારે છે ! સાધારણ દોસ્ત નહિ, પણ જીવે જાનનો દોસ્ત, મને જેટલું એનું લાગે તેટલું બીજાનું નહિ લાગે, " મેહરાએ જવાબ દીધો. મા-જન્યો ભાઇ એક સાધારણ દોસ્ત કરતાં વધારે હેતાળો હોય છે, એમાં શક નથી, અને તેને જીવે જાનનો દોસ્ત કહી શકાય, પણ ઝવેરી કાકા ઉલ્લુ હતા, અને તેથી મેહેરાંના શબ્દોનો તેણે જુદોજ અર્થ ઉઠાડયો.

" પણ મારી વાહાલી શેહેરાં, હવે તો તે તને તજી ગયો છે, છોડી ગયો છે, અને હવે તો તે ભરાતો સંતાતો ફરેછ, ત્યારે તેને તારી ઉપર મોહબત દેખાડવાનો વખત ક્યાંથી મળે ? "

તમને "તેનું શું કામ છે? અમે એક બીજાને ઓળખીએ, તેના કરતાં તમે શું વધારે જાણોછ?" મેહેરાંએ તેને ઠંડા સાદે પૂછયું. હાલ તેને ઉશ્કેરવા મેહેરાં બિલકુલ માંગતી ન હતી.

"તમે શું જાણોછ! નાહાસભાગ કરતાં તે તમને કેટલે દહાડે મળ્યો? આટલા દહાડા પોતાની વહાલીને મળવા કેમ નહિ આવ્યો?" બેરામ ઝવેરી ઉલટુંજ સમજીને પૂછવા લાગ્યો.

"મીં૦ ઝવેરી, તમે ઉંધું સમજોછ! તે તો બૈરી છોકરોંવાળો છે!" મેહરાંએ તેની ભૂલ ભાંજી.

"બસ કરો શેહેરાબાનું! બૈરાંઓથી ઠગાવું તેવો હું નથી. બૈરાંઓ માટીડાઓ આગળ કયે દાહાડે સાચું બોલે છે, કે આજે તમે બોલશો? મારૂં માનો તો એવા એક ચોર લુચ્ચાને બરાબર સજા કરાવવા દઓ." બેરામે વળી મેહેરાને ગભરાવી.

મેહેરાંએ તેને જતો મુકવા બેરામને જેમ સમજાવ્યો, તેમ આ બટકા પારસીને દિલમાંહે ગીલગીલ્યાં છૂટયાં, અને તેણે કહ્યું, "ચાલો, ત્યારે મારા પૈસા ગયા તો ગયા, મને પાછા પણ નથી જોઇતા, તેને બદલે સોહલનું કરજ ફેડવાનો બીજો એક રસ્તો છે, અને તે રસ્તો તમારા હાથમાં છે," બેરામે પોતાની બાજી રમવા માંડી.

"રૂપીઆને શું કરૂં? હું કયાં નાગો ભૂખ્યો છું! તેના બદલામાં તમે મને વચન આપો કે તમે મારી સાથે પરણશો. ઓ વહાલી, તું મારી ધણીઆણી થવા કબુલાત આપે તો હું એ સોહલને જતો મુકું."

મેહેરાં આવી દરખાસ્ત સાંભળીને ત્યાંથી જતી રહેવા ઉઠી, પણ બેરામ ઝવેરીએ તો તેણીનો હાથ પકડીને પાછી બેસાડી, અને બોલ્યો, "શેહેરાં, જો વહાલી, બેવકુફ ના થા! એક બે દાહડા વિચાર કરવા માંગી

છે, મારી પાસે દોલત બે શુમાર છે. આ વરસની આખેરીએ તને તારા વાડી વજીફાપરથી હાથ ઉઠાવવો પડશે, તે હું સારી પેઠે જાણું છું. મારે ત્યાં વાડી, ગાડી, ઘોડા, બંગલા નોકર, ચાકર, આયા, બોય, બટલર, બધુ મારે ત્યાં તને મળશે. મને ના કહે, તેની અગાઉ તું સો વખત વિચાર કરજે!"

"ત્યારે તમે શું એમ સમજો છો કે વાડી ગાડીમાંજ સંસારનું સુખ સમાયલું છે?" મેહેરાંએ તેને આખરે જવાબ દીધો.

"તું તે માનતી નહિ હશે, પણ સેંકડે નેવું છોકરીઓ એમ માને છે. એ બધું તને મળશે એમ મેં તને અમસ્થું કહ્યું, પણ જો તું પેલા ચોટ્ટા છોકરાને જેલમાં મોકલવા માગતી નહિ હોય, તો તને મને પરણવું પડશે. તારે ખાતર તેને જતો મુકીશ! નહિ તો ચાર પાંચ વરસ ચાંચડ મારવા મોકલી આપીશ, સમજી? હવે તે તો પરણી ગયો એટલે હવે તારે તેની દરકાર શા માટે કરવી જોઇએ?" બેરામ ઝવેરી હજી સમજતો હતો કે સોહલ સરકારી અને મેહેરાં સરકારી બંન્ને સગાં થતાં હશે, અને આપણી મેહેરાં તેને પ્યારથી ચાહાતી હશે.

"બેરામજી, તમે હજી ભૂલમાં ગોતાં ખાઓ છો! હું કાંઇ તેની સાથે પરણનાર નહિ હતી, તેમજ અમારા: વચ્ચે, જેમ તમે સમજો છો, તેમ કોઇ જાતનો વાંધાભર્યો વેહેવાર નથી." મેહેરાંએ જવાબ દીધો.

"બસબસ ઉડાવવાની વાત છોડી દો? આજ કાલની છોકરીઓ પાતાળપાણી ચલાવે છે ને મોરી કોરડી રાખે છે, તે હું જાણું છું!" બેરામ ઝવેરી સર્વેને પોતાના જેવાં હલકાં સમજીને વાત કરતો હતો.

આ પ્રમાણે વાત કરીને તેઓ છૂટાં પડયાં, કારણ કે જમવાનો વખત થયો હતો. છેવટે, તેણે મેહેરાંને એક બે દિવસમાં હા—ના નો જવાબ આપવા કહ્યું હતું, પણ વચન લીધું હતું કે એ બે દિવસમાં સોહલને મળીને ચેતવણી આપવી નહિ.

"ડિઅર શેહેરાં, આ બાબદ ઉપર તું વિચાર કરજે. કોઇને પૂછ-વાની કે કોઇની સલ્લાહ લેવાની કશી અગત્યતા નથી. મારી સાથે પરણુ-વાની તારી મરજી હોય, એટલે બસ," જાણે આપણી મેહેરાં છેવટે હા-જ પાડશે એવી આશા રાખતો તે બોલીને, હવે જમવાના ઓરડા તરફ ગયો.

---

## પ્રકરણ ૨૮ મું.

### માઠા સમાચાર.

થાપ આપું, રોકી રાખું, સમાચાર નથી ઠીક,
જાઉં દોડી, મદદ કરું, ભામતાની શી બીક !

મેહેરાંએ પેહેલી તકે શેહેરાં આગળ ઉપલી સઘળી હકીકત કહી, પોતાના દિલનો ગમ ખાલી કીધો હતો.

"ડિઅર. મેહેરાં, આપણે કોઇ વકીલની સલ્લાહ લઇશું. દોરાબ વાડીઆને બોલાવીએ નહિ તો કોઇ ડાહયાં માણસની સલ્લાહ લઇએ," શેહેરાં બોલી.

"નહિ નહિ ! ઉલટી હો-હા થઇ જાય! એનો છેડો, ગુપચુપ, મારા હાથેજ લાવીશ," આપણી મેહેરાંએ જવાબ દીધો.

"તે કેમ ?" શેહેરાંએ પૂછ્યું.

"બેરામ ઝવેરીને પરણવાની આશા આપીશ, એટલે એ મારા ભાઇને છેડશે નહિ."

"પણ તેમ કરતાં પણ તારો ભાઇ બચે, તેનો મને શક છે, કારણકે એ કેસ પોલીસના હાથમાં જઇ ચુકયો છે. પોલીસ તપાસ ચલાવે છે,

તેથી પોલીસને હાથતાલી આપવાનું કામ સેહેલું નથી," શેહેરાંએ કહ્યું, "વળી મેહેરાં, બી. હોરમસજી તો ખુલ્લેખુલ્લું કહે છે કે પરણું તો કોઇ ખાનદાની છોકરી-જ સાથે, માટે એને તો મોટાઇનો અભખરો છે, પણ જ્યારે માલુમ પડશે કે તું ખરી શેહેરાં નથી, ત્યારે ઉંટડો કયી તરે બેસશે? તે વખતે એ જરૂર ફરી બેસશે."

"પણ ડિઅર, શેહેરાં, તું એને જરા સમજાવ કે સોહલને એ હેરાન નહિં કરે," મેહેરાં જેણીને ભાઇ તરફ પુષ્કળ કાળજી હતી, તે આંખમાં આંસુ લાવી શેહેરાંને કહેવા લાગી.

"હું મારાથી બનતું કરીશ, પણ રખેને એ મૂરખો મારા હાથની માંગણી કરે, પણ જોઇ લઇશું, એ ઘણો અકડેછ, વાસ્તે તું એને હાલ તુરત આશામાં ને આશામાં રહેવા દે, તેટલામાં આપણે સોહલને બચાવી લઇશું," આપણી શેહેરાંએ સલ્લાહ આપી.

"સોહલને આ ભયની ચેતવણી આપવી જોઇએ, પણ એ ઝવેરી બોલતો હતો તે જો ખરૂં હોય, તો એણે રેપુઓ છોડયા છે," મેહેરાં બોલી.

"ફિકર નહિ કર, હું પોતે સોહલને તક જોઇને મળવા જઇશ," શેહેરાંએ કહ્યું.

"એ દિવસમાં એ ચંડાલે મારી પાસે હા-ના-નો જવાબ માગ્યો છે," આપણી મેહેરાંએ સહીને જણાવ્યું.

આ વાત કર્યા પછી, બપોરે ચાહ પીધા પછી, શેહેરાં, ગુપતાભીટનું સરનામું લઇને, સોહોલને મળવા એકલી નીકળી પડી, પણ થોડેક છેટે ગઇ નહિ, એટલામાં બેરામ ઝવેરીને પાછળથી આવતો જોઇને શેહેરાંને ઉભું રહેવું પડયું.

"મા. બેરામજી, તમારી ચાલ ગ્રહસ્થાઇથી તદન વેગળી છે. તમે મારી પુઠે પુઠે શા માટે આવો છો? ચાલો, જાઓ, તમારામાં જરાપણ 'મૅનર્સ' (રીતભાત) નથી. પછવાડે પછવાડે આવતા શરમાતા નહિ?"

બેરામ ઝવેરી ઔરતોના દમથી ગભરાઇ જાય, અથવા બૈરાંઓથી ખાડયો જાય, એવો નહિ હતો. તે ઉઠાઉગીર અને દરેક રીતે પ્રપંચી હતો. બૈરાંઓ તરફથી અપમાન તે કેવું હોય તેની તે દરકાર કરતો હતો નહિ. હંમેશ મુજબ દાંતની બે હાર દેખાડતો તે ખડખડ હસવા લાગ્યો અને બોલ્યો, "તને કેમ જવા દઇશ ? ? તારી બાઇએ, એટલે મારી વાહાલી શેહેરાં બાનુને મેં કહયું હતું કે સોહોલને કે તને કોઇપણ રીતે પેલા તારા સગા પોર્યા વિષે ચેતવણી આપવી નહિ, પણ આખરે તેણીએ તને કહી દીધું છે. ફિકર નહિ, પણ તું તેને મળવા જાય છે, નહિ વારૂં ? પણ તને જતાં અટકાવીશ!"

"ચેતવણી શાની? ને સગો કોણ ને પોર્યો કોણ? હું કાંઇ જાણતી નથી!" શેહેરાંએ ઉડાવીને, અને જાણે અજાયબ થતી હોય તે પ્રમાણે બોલી, પણ તેણીની ચતુરાઇ બેરામ ઝવેરી આગળ ચાલી નહિ, ને આખરે ફફડી ચટકીને પાછી ફરી, ત્યારેજ તે ત્યાંથી હટયો, નહિંતો સોહોલને તુરત સિપાઇના હાથમાં આપવાની ધમકી આપી.

બેરામ ઝવેરીની આવી રીતભાતથી શેહેરાંને ઘણો ખીજવાટ ઉપ-જ્યો, અને તેને બરાબર ચચરાટ લગાડવાનો વિચાર કરી રાખ્યો. દર સાંજે તેઓ તેણીના બંગલે આવતા હતા. તે પ્રમાણે આવીને તે આપણી મેહેરાંની સોડમાં ભરાઇ બેઠેલો હતો, ત્યાં જઇને તેણી બોલી,'' બેન જરા ઉઠ, મને ખુરસી આપ, મને બેરામજી સાથે કાંઇ વાત કરવી છે.

આવી રીતે ખુરસી માગીને તેણી પોતે બેરામ ઝવેરી પાસે બેઠી. આથી તેનું પુષ્કળ પાકી ગયું હતું, અને તેથી બોલ્યો, " આ ઘરમાં

શેઠાણીનો મરતબો છેજ નહિ । દાસી થઇને શેઠાણીને હુકમ કરેછ, એબી આજેજ જોયું । બાઇ સાથે કેટલી તોછડાઇ । મેહેરાં, દાસીપણું તું ક્યાંથી શીખી ?"

પણ બેરામ ઝવેરીની શેહેરાં, તે આપણી મેહેરાં વચમાં બોલી ઉઠી, "અમારા વચ્ચે બાઇ અને દાસી જેવું કાંઇ નથી. હું એને દાસી ગણુ-તીજ નથી. ખબરદાર, ફરીથી તમે અમારા વચ્ચે કાંઇ પણ ફરક રાખ્યોછ તો!"

આપણી મેહેરાં બોલી રહી, પછી શેહેરાં બોલી, "મી. બેરામજી ! બાનુઓ સાથે કેવી સલુકાઇથી વરતણુંક ચલાવવી તે તમે શીખ્યા નથી. તમે આજે મને રસ્તામાં કેટલી ઘેરી ! એ કાંઇ સારાં માણસની રીત નહી ! હું ગમે ત્યાં જતી હતી તેમાં તમે મને રોકનાર કોણ ? અને અટકાવનાર કોણ ?" આ પ્રમાણે બન્ને સહીઓએ તેને ઉધરો લઇને વાઢી ખાધો.

પરંતુ જેને લાજ નહિ તેને ટાઢું પાણીએ સરખું, અને ઉનુંએ સરખું. જેણે મુકી લાજ તેને આખા ગામનું રાજ, માટે બેરામ ઝવેરીના મનથી વખાણ પણ સરખી, અને ઝાટકણી એ સરખી.

"ઓ મેહેરાં દાસી, અરે મેહેરાંબાઇ, દાસી નહિ પણ બાઇ, આ મારી શેહેરાંએ મને બે દહાડામાં એક જવાબ આપવા કહ્યો છે, પછી તમે ગમે ત્યાં જાઓ, ભાઇને મળવા જાઓ, સગાને મળવા જાઓ, ગમે તો તમારા કોઇ આશકને મળવા જાઓ, મને તેની સાથે કાંઇ લાગતું વળગતું નથી, પણ બે દાહાડા હું તમને પેલા પોરીઆ આગળ જવા દઉં, તો મારૂં નામ બેરામ નહિ."

પણ તમે કેમ જાણ્યું કે તે મારો ભાઇ છે? તે મારો ભાઇ નથી, અને એક બારગી ભાઇ પણ હોય તો શું થઇ ગયું ? તે સીક છે અને તેથી ડાકટરની મદદ અપાવવા જતી હતી."

"હવે હું તમને બાઇ અને શેઠાણી ગણીને માન ઇજ્જતથી કહું છું કે જો તમે જશો તો હું એ દુકતાને તેજ ઘડી પોલીસને સ્વાધીન કરીશ," વળી બેરામ ઝવેરીએ ધમકી આપી.

"અને તમે જો તેમ કરશો તો શેહેરાં બાનુને તમે ખોઈ બેસશો," આપણી શેહેરાંએ ઝવેરીને મેહેરાંના હાથ વાસ્તે કહ્યું.

"ઠીક છે! શેહેરાંબાનુ, મારા જેવા સાથે પરણવા ના પાડે એમ હું માનતો નથી! હાનો જવાબજ મળશે," "બા હોરમસજી ડુંગરાઇને કહેવા લાગ્યો.

'ઠીક છે મારૂં ચાલેછ કે તમારૂં? તમે મને અપમાન કરીને તરછોડી કાહાડી છે, વાસ્તે તમારી ઉપર દાવ ના લઉં તો પછી મને કહેજો," શેહેરાંએ પણ તેને દમ ભરાવ્યો. તેણી જાણતી હતી કે મેહેરાં તેને કબુલ રાખે એ બની શકે તેવું હતુંજ નહિં.

"જો તમે મારી શેહેરાંબાનુને સમજાવીને ના બોલાવશો, તો હું પણ તમારા અને જાલની વચ્ચે ભંગાણ પડાવીશ. વારૂં તું જાણે છે કે શેહેરાંબાનુના જાલ પરવીજ પાસે તો ફુટી બદામે નથી," એ પ્રમાણે ઝવેરીએ પથરો મુકવાનું શરૂ કર્યું.

અત્યાર સુધી આપણી શેહેરાંને પી. આરટીસ્ટ વિષે શક હતો, પણ ઝવેરીના બોલવા પરથી હવે તેણીની ખાતરી થઇ કે જે. પી. આરટીસ્ટ મારો સગોજ થાય છે. અત્યાર સુધી તેણીએ પણ પોતાનું આખું ખરૂં નામ તેને આપ્યું હતું નહિ. હજી સુધી તે પણ શેહેરાંને મેહેરાં સરકારીના નામથી ઓળખતો હતો. તેણી કોણ, તેણીનું ખાનદાન કોણ, એવી વાતો તેણે કાઢી હતી નહિ, અને પૂછી પણ હતી નહિ. તેઓ બન્ને એકમેકને વખાણતાં હતાં અને દિલમાં ચાહતાં હતાં, પણ મર્યાદાની હદ હજી ઓળંગી ગયાં હતાં નહિ.

આપણી શેહેરાંએ બેરામ ઝવેરીને હવે કાંઇ કોડું આપ્યું નહિ, તેમજ આવા તરખડા નરને જવાબ આપવો તે પણ હલકું સમજવા લાગી. તેણીને મુંગી બેઠેલી જોઇને બહેરામ વધારે ફાટ્યો, અને બોલ્યો, "તમે બેઉ બૈરાંઓનો તાગડો હું બરાબર સમજું છું તારી બાઇ શેહેરાં બાનુ સાથે જાલને ગોઠવવાની તું તજવીજ કરે છે, અને જો જાલ શેહેરાંને પરણવા ના પાડે, તો તું તેને તારા હાથમાંથી જવા દેશે નહિ. એ પ્રમાણે તમારો તાગડો એક કાંકરે બે પક્ષી મારવા જેવો છે. બોલો શેહેરાં દાસી, અરે દાસી બોલાઇ ગયું, મેહેરાંબાઇ, તમારો તાગડો એમજ છે. બરાબર કે નહિ?" એ પ્રમાણે ઝવેરી આપણી શેહેરાંને સતાવવા લાગો.

મી. બેરામજી, તમને અમો બે સહીઓની કાંઇ વાત ખબર નથી, અને તમે અમસ્થા ભુલમાં ગોતાં ખાઓ છો ! બીજાંઓના કામમાં તમે ફોકટનાં માથાં મારો છો, તેમાં તમને બીલકુલ શોભા નથી, એટલુંજ નહિ, પણ યાદ રાખજો કે તમે એમાં મોટી થાપ ખાશો, " આપણી શેહેરાં આટલું બોલી ત્યાંથી ખસી ગઇ..

જમાં ગ્યા પછી બેરામ ઝવેરી, જે તેની શેહેરાંબાનુની પછવાડે પુછડાં માફક ફરતો હતો, તે જમીને તેણીની સાથે બૉઝીક રમવા બેઠો.

માંસાંસ ઓલીવર પણ એક બારી આગળ ન્યુસપેપર વાંચવા બેઠી હતી, બિચારી આપણી શેહેરાંને મેહેરાંને નામે કોઇ પણ ગણકારતું હતું નહિ. તેણી પોતાનો તાગડો ઠીક ઉતરતો જોઇને મનમાં ખુશ થતી થતી આમતેમ ફરતી હતી, તેટલામાં તેણીએ એક ઘાટી જેવા માણસને એક ચીઠ્ઠી લઇને બંગલામાં દાખલ થતાં જોયો. ચીઠ્ઠી ઉપર મેહેરાંબાઇ :સરઅરીનું નામ હતું. પૂછતાં માલમ પડયું કે આ ચીઠ્ઠી મેહેરાંના ભાઇને ત્યાંથી આવી છે. તેથી તેણીએ આ કાગળ બેધડક ફોડયો. વાંચતાં માલમ પડયું કે સોહોલ ઘણો બિમાર છે, અને તેને ડાકટરની ઘણીજ જરૂર છે,

ચીઠી વાંચે છે તેટલામાં પેલો આરટીસ્ટ તેણીની આગળ આવી લાગ્યો, તેણીએ તેને એક અરજ કીધી અને કહ્યું " મો...બેરામ ઝવેરીને તમે રમતમાંજ ગુંટાવી રાખશો"?

"હા, મોટી ખુશીથી! મને એની સાથે રમવાની ઘણી છીટ છે, તે છતાં તમારે ખાતર, હું તમારે ખાતર, હું તેની સાથે જઇને રમવા બેસું છું," આરટીસ્ટે કહ્યું.

" બસ, હું એટલુંજ માગુંછ કે તેને ખબર નહિ પડે કે હું બંગલામાં નથી. નહિ તો મારૂં કામ બગડશે. હું ખુલાસો કોઇ પછી વખત કરીશ."

"ફિકર નહી! ખુલાસો પણ જોઇતો નથી! જાઓ બેધડક, તમને જયાં જવું હોય ત્યાં જાઓ! મને કોઈ પુછશે તો હું કહીશ કે તમે તમારા ઓરડામાં જઇને સુઇ ગયાં છો!"

શેહેરાએ પોતાના ઓરડામાં જઇને, આપણી મેહેરાં ઉપર એક ચીઠ્ઠી લખી, બીડીને, તેણીની ટેબલ ઉપર મુકી, અને પછી ત્યાંથી સોંહલને મળવા સટકી ગઈ, અને એક ગાડી મળી તેમાં બેસી તેને ઘરે જઇ પોંહોંચી.

---

## પ્રકરણ ૨૯.

### દયાળુ દિલગુરદો.

દુઃખ જોઇ દુઃખી થાય–કહાડી આપે ખુરદો;
બળ્યા પૈસા તેના, જેનો દયાનો નહિ ગુરદો.

શેહેરા ઘણી ચપળ હતી, અને દુઃખની વેળાએ પોતાનાં મનનું સમતોલપણું જાળવી રાખતા શીખી હતી. મોટી પરચુટણ સામાનની દુકાન

આવી ત્યાંથી તેણીએ ઘરગતુ દવાઓ, કોલનવાટર, બ્રાન્ડી વગેરે જેટલું જરૂરતું લાગ્યું, તેટલું ખરીદીને ગાડીમાં મુકાવી દીધું હતું. કારણ કે તેણી જાણતી હતી કે ગરીબ લોકો આવી ઘરગતુ ચીજો ખરીદવાને અશક્ત હોય છે. ઠેકાણું બરાબર પાસે હતું, એટલે તેણીને સોહોલનું ઘર શોધતાં વાર લાગી નહિ.

જઈને જુવે છે તો સોહેલ બિછાને પડેલો હતો. મેહેરાં નથી આવી, પણ હું શેહેરાં છું, એમ તેનાં મોં ઉપર પડીને કહ્યું, ત્યારે તે સમજ્યો. સોહલને છાતી ઉપરથી પુષ્કળ લોહી પડતું હતું, અને તેની જીંદગી લંબાય એવી કશી આશા હાલ દેખાતી હતી નહિ. એમાં કશો શક ન હતો કે સોહલ ગંભીર માંદગીને બિછાને પડેલો હતો.

સોહલે પણ શેહેરાંને ઓળખી, પોતાની બેન કેમ ન આવી તે માટે તેણે પૂછ્યું. તેણી અડચણમાં છે એમ સમજાવીને સોહલને ઠંડો પાડયો, અને નાજાંને કોઇ ડાકટરને તેડવા મોકલી.

ડાકટર આવે તેટલી વારમાં શેહેરાંને વિચાર આવ્યો કે બેરામ ઝવેરીના કહેવા પ્રમાણે કોઇ ડિટેકટીવ ઘરની આસપાસ હોય તો? મોડી રાત્રે ડિટેકટિવો જાગતા બેસી રહે એવો સંભવ હતો નહિ, તે છતાં સંભાળ રાખેલી સારી, એમ શેહેરાં સમજતી હતી.

પાડોસમાં રહેતો ડાકટર આવી લાગ્યો. તેણે તપાસીને શેહેરાંને કહ્યું કે આ ખહીનો કેસ છે, વાસ્તે એને અહીંથી કોઇ હવાવાળી સારી જગે લઇ જાઓ, તો સારૂં, નહિં તો એનાં બૈરાં છોકરાંઓને પણ લાગુ પડશે.

આ તકનો લાભ લઇને, શહેરાંએ ડાકટરને બાજુએ લઇ જઇને પૂછ્યું, "ડાકટર એને કોઈ ખાનગી હોસ્પીટાલમાં જગા હોય, અને ત્યાં જો તમારી ભલામણથી ખસેડો, તો મોટો ઉપકાર થાય."

"એવી એક હોસ્પીટલ મારા ચાર્જમાં છે, અને ત્યાં ખડીનો વોર્ડ જુદો છે, તમે કહેતાં હોવો, તો હું એને ત્યાં લઇ જાઉં, પણ બધો ખરચ તમને કરવો પડશે."

આ ઉપરથી શેહેરાએ ડાકટરને સારી જેવી રકમ આપવા કબુલાત આપી, અને સોહોલની ખરી હકીકતથી તેને વાકેફ કીધો. બધી વાતમાં સોહલની ચોરી વિષેની વાત કીધી હતી નહિ. પણ ચોરીને બદલે કરજ શબ્દ વાપર્યો હતો. સોહલના કરજદારો જાણે નહિ, તેમ તેને ત્યાંથી ખસેડવા ડાકટરને વીનંતી કીધી. અને ડાકટર થોડું કહેવે ઘણું સમજી ગયો, અને સારી જેવી રકમ ગજવામાં પડે છે તેના વિચારથી રાજી થઇને શેહેરાએ જેમ કહ્યું તેમ તેણે કરવા હા પાડી.

ડાકટરે કહ્યું, " આ બધી તમારી વાત નાટકના તખ્તાને લાયક છે, તે છતાં જાઓ' તમારાં જેવાં એક મોટાં બાનુનું કામ તમારી મતલબ પાર પડે તેવી રીતે કરવા હું રાજી છું. પાછલી રાત્રે હું 'એમબ્યુલન્સ કાર' માં એને સુવાડીને હું મારી હોસ્પીટાલમાં લઇ જઇશ. પછી એના માંગનારાઓ ભલે એને શોધ્યા કરે" આજ કાલ ડાકટરનું ગજવું ભરાયું, પછી તે સામા માણસને રાજી નહી કરે તો બીજું શું કરે?

ઉપર પ્રમાણે ગોઠવણ થયલી ડાકટરે વખતસર અમલમાં મેલીને સોહલ સરકારીને પોતાની હોસ્પીટાલમાં હડસેલી આપ્યો. આવી રીતે આપણી શેહેરાએ બેરામ ઝવેરીની ધમકીને લટક આપી. હવે તે ગમે તેમ ધમકી આપે તેની તેમને પરવા હતી નહીં.

---

## પ્રકરણ ૩૦

## ધમકીથી ભણાવેલી હા.

અણઘડ ધનવાન બડાઇ હાંકે,
લૂંટે બી-લાજ નફ્ટ નાકે,
ભૂંડું ભાખે મોટાઇ માની,
એ નર ખરપર ફેરવ પાણી.

આપણી શેહેરાંની ચંચળાઇ અને ચપળાઇથી એટલું થયું કે સોહલ સરકારી ક્યાં ગયો તે બેરામ ઝવેરી કહી શકયો નહિ. ડિટેકટિવ બેસાડયો છે એવી તેની ધમકી ખોટી હતી, એ આપણે જાણીએ છીએ, પણ તે વાત ખરી પણ હોય, તોએ ડિટેકટિવ દાદાઓ રાત્રે ઉંઘ્યા વિના તો રહે નહિ. તે બાજુએ બેરામ ઝવેરીએ ઘણીએ ખબર કાહાડી, પણ તેને એટલુંજ માલુમ પડયું કે હોસ્પીટલમાં લઇ ગયા છે. જ્યારે તેને માલુમ પડયું કે આ બન્ને છોકરીઓએ કાંઇપણ કરીને સોહલને તેની જગ્યાથી ખસેડયો છે. ત્યારે તે હાથ પગ અફાળતો અને ફૂફડતો ચટકતો રાતો પીળો થઇને શેહેરાંના બંગલે આવ્યો.

સોહલની બેહન બંગલામાંજ હતી. તેણી પણ પોતાના ભાઇને છુપી છુપી મળી આવી હતી, તેની પણ બેરામ ઝવેરીને ખબર પડી હતી નહિ. બેરામ ઝવેરીની શેહેરાં ( એટલે આપણી મેહેરા ) હવે તેને કેમ જવાબ આપવો, અને કેવા શબ્દોમાં જવાબ આપવો, તેનો વિચાર કરતી બેઠેલી હતી, તેટલામાં બેરામ ઝવેરી પાડાની માફક ડોળા ખાતો આવ્યો, ને મોટે મોટે બોલવા લાગ્યો, "બાપરે ! બૈરાંઓ હંમેશાં ઠગારાં રહે છે ! હજી સુધી હું કોઇ દાહાડો ઠગાયો હતો નહિ, પણ આ બે છોકરીઓએ આજે મને ઠગ્યો, તે ખરૂં ! શેહેરાં, મેં તને કોઇને કહેવા ના કહી હતી, તે છતાં પેલી સોહલની બેનને ચેતવીને પેલાને નહસાડી દીધો !

ઠીક ! ઓરતોનાં પ્રપંચોથી હાથ જોડયા ! હું જાણુ તો હતો કે હું ઠગાઇશ નહિ ! પણ મેં પણ ઓરતના હાથે થાપ ખાધી ! હું બી ખરો કે એ છોકરાને માટે હજારો રૂપીઆ ખરચું પણ તેને હાથે બેડી નંખાવું, તોજ હું બેરામ ઝવેરી ખરો !"

"મી. બેરામજી ,, તમને કોણે ઠગ્યા ? તે બિચારો સીક હતો, તેને હવાખાવા ડાકટરે ભલામણ કીધી, તેથી તેને બાહેરગામ મોકલ્યો. વળી તમે મને દમ શાનો ભરાવોછ ! જાઓ, શે.-શે -અરે- તેની બેનને જઇને કહો. તેણીએ મને પૂછયા વગર પોતાના ભાઇને મદદ કીધી, તેમાં મારાથી વચમાં કેમ બોલાય? બેરામની શેહેરાંએ બેરામને જરા દમથીજ જવાબ દીધો.

"અંહ ! તેની બેને આ બધું કીધું. ! કયા ચુલામાંથી તેણી પાસે પુંજી આવી કે ભાઇને હવા ખાવા બાહેરગામ મોકલ્યો. તેં પૈસા આપ્યા હશે ત્યારેજ કેની ? "

હવે આપણી મેહેરાંએ તેને નેણ ચઢાવીને કહ્યું," બેરામજી માથું ના દુ:ખવો હું કાંઇ જાણતી નથી. ! વળી હું જાણું ત્યાં સુધી એ મારીકમપેનીઅન સોહલની બેન નથી. વળી એ છોકરીનું ખરૂં નામ મેહેરાં નથી. એ તો મને ગમ્યું તેથી હુ એને મેહેરાંના નામથી બોલાવું છું !"

"માથું ના દુખવો ! ને એનું નામ મેહેરાં નથી ! એ શું બધો ઘોટાળો?" બેરામ ઝવેરી ખીચ પાડીનેપોતાની શેહેરાંને પૂછવા લાગ્યો.

આપણી મેહેરાંએ બેરામ ઝવેરીને દમમાં જવાબ આપવાની કોશેશ કરી હતી, પણ એ કોશેશ નબળી હતી, કારણકે મોઢા ઉપરથી તેણી ગભરાયલી હોય તેવી દીસતી હતી, અને ઉપર દેખાડયું છે તેમ એક બે વખત

૮-૮-૫-પે થઇ ગઇ હતી, તે જોઇ બેરામ બોલ્યો, "આ મોહુજ [તારૂં અવાહી પુરે છે કે તું બોલે છે તે બધું જુઠું. તારી વાત તદન ગલત છે!"

"ચાલો, બા, ગલત તો ગલત! તમને કોણ કહે છે કે સાચું માનો," આપણી મેહેરાંએ હસવાની કોશેશ કરીને જવાબ દીધો.

"ઠીક છે! પોલીસ બધું શોધી કહાડશે!" બેરામે ફરીથી ધમકી આપી, અને કહયું "ખરૂં ખોટું, ઘોડો ઘોડી જે હશે તે માલુમ પડશે, કે સોરાબજી સરકારી અને મેહેરબાઇ સરકારીને શું સગાઇ છે? અને તેની સાથે તેને પોતાને કેવો અને કેટલો સંબંધ છે તે હું બધું ડિટેકટીવ મારફતે શોધી કાહાડીશ, કોથળીમાંથી સાપ નિકળશે ત્યારે બધું દીવાની જોત જેવું માલુમ પડશે. વળી ન્યુસપેપરોમાં તમારાં નામની છાપા છાપી થશે, ત્યારેજ તમારાં બધાના નાક કપાશે! અને ત્યારેજ તમે મારી પાસે દાઅદખાણુ કરાવવા આવશો! સમજ્યાં કે!"

હવે આપણી મેહેરાને ગુસ્સો આવ્યો, અને તેથી બોલી, "જાઓ, બેરામજી, તમને ગમે તે કરો, મને અહીં એકલી બેસવા દો, તમે અહીંથી જાઓ"

"ઓ મારી શેહેરા બાઇ, હું જાઉં? અરે એમ કેમ બને? બસ, હવે તું મને પરણવાનો વચન આપ, એટલે પછી તું જેમ કહેશે તેમ થ બસ ખોટી તારા જવાબનીજ છે!"

"પણ બા, હું તમને ચાહાતી નથી, તો પછી તમને પરણી કેમ શકું? ખરૂં કહું તો તમે મને બિલકુલ ગમતા નથી, અને આટલું જાણ્યા છતાં તમે મને પરણી કેમ શકશો?"

"ચાલ, ચાલ, હું બધું જાણુંછ કે નાનપણમાં તને સોહલ સાથે કોઇ દિલલગી થઇ હશે, પણ મને તેની પરવા નથી. હોય! નાદાનપણામાં

જે થયું હોય તે તને માફ છે! બસ, મને હમણાંને હમણાં વચન આપ કે મારી સાથે લગન કરશે, તો પછી જોઇ લે, સોહરાબ છૂટો, ને તેના એક બાલને પણ ઇજા થાય નહિં!"

મેહેરાં માથું દાબતી ચુપ બેઠી. આ બેરામ ઝવેરી તેણીનાં મોટાં નામને પરણવા માગતો હતો, અને તેથીજ તેણીની પુઠ પકડી હતી. તેને બધી વાતની ખબર હતી નહિ, અને ખબર હોય પણ ક્યાંથી? તેણી વિચારમાં બેઠી કે જો હું તેને હા કહીશ, તો પછવાડેથી અમારો તાગડો ખુલ્લો થશે ત્યારે મને ગરીબ જાણીને મને પરણવા વાંધો કાહાડશે, પણ હાલ તુરત એને રાજી રાખવો, પછી જે થાય તે ખરૂં. વચમાં વખત નિકળી જશે. તેમાં ફાયદો છે. સોહલ કાંઇક સારો થાય તો પછી તેને બીજે કોઇ ઠેકાણે નાહાસવાની તક મળે માટે હાલ તુરત બહેરામને છેડવો નહિ. એવો વિચાર કરતી મેહેરાં માથું દાબતી બેઠી હતી. આવાં છેવટ ઉપર આવવામાં મેહેરાંને ડહાપણ લાગ્યું, અને તેથી પૂછ્યું, "જો હું તમને પરણવા હા પાડું તો સોહલને તમે હેરાન કરશો નહિ, એમ વચન આપો છે?"

"જો કે આવા ચોરને જતો મેલવો એમાં ગુનોહ છે, તે છતાં હું કબુલ થાઉં છું કે હું કશી રીતે તેને છેડું નહિ."

"અને જો હું તમને વચન આપું તો કોઇ દહાડો તમે મારી સહીની વિરૂદ્ધ કશું બોલશો નહિ, એવું વચન આપશો?"

"જેવી તારી મરજી હોય તેવી રીતે હું ચાલીશ. તું મારી વહાલીને હું કદી દિલગીર કરીશ નહિ. ચાલ, મને એક કિસ આપ."

"નહિ! હમણાં કિસ બિસનું કાંઇ નામ ના લેતા! હમણાં એવું કાંઇ હોયજ નહિ! પરણ્યા પછી બધું!" મેહેરાંએ તેને એક ગમથી સમકાવ્યો, અને બીજી ગમથી દૂર રાખ્યો.

"હમણાં કાંય નહિ ! આપણે એક બીજાંને કબુલાત આપી ચુક્યાં, હવે બીજું વધારે શું જોઇએ ? હવે એ આપણો સંબંધ છુપો શા માટે રાખવો ? જાહેર કરી દેવું કે આપણે એક બીજાંને વચન આપી ચુક્યાં છીએ," એમ કહીને તે ત્યાંથી ઓરડામાંથી બાહેર નિકળીને તુરત જાલ આરટીસ્ટ આગળ બીજા ઓરડામાં ગયો, અને તેને કહેવા લાગ્યો," જાલ, ચાલ ચાલ, મને મુબારકબાદી આપ, તારી સગી શેહેરાં મને પરણવા બંધાઇ ચુકી છે! તેણીને પરણવા તું રાજી નહિ થયો, પણ તેણી મારી સાથે પરણવા રાજી છે! ચાલ બચ્ચા! હવે તું મારો સગો થશે ! " બેરામ ઘણો મધન થતો અક્કડવા લાગ્યો.

" ઠીક ! બેરામ, હું સાંભળીને ઘણો ખુશી છું, પણ જો; તું તેણીને કશા પ્રકારનું દુઃખ દેતો ના;" આરટીસ્ટે તેને શિખામણ દીધી, કારણકે તે જાણતો હતો કે બહેરામ હાંડામારસ્ટરપણું દેખાડવામાં પહેલા નંબરે આવતો હતો.

" ઓહ ! તેની તારે કશી ચિંત્તા કરવી નહ. બૈરાંઓ સાથે કેમ ચાલવું, તેની મને બધી ખબર છે ! બૈરાંઓને કેમ જેર કરવાં, કેમ દાબમાં રાખવાં તે મને આવડે છે ! પણ મારે પહેલાં પેલી દુક્તી મહેરાંને શેહેરાંથી છુટી કરવી પડશે," બહેરામના હૈયામાં રમ્યા કરતું હતું, તે હોઠે આવ્યું.

" તને ગમે તે કર, પણ મારી આગળ મેહેરાં વિષે કાંઇ બોલતો ના. તું જાણે છે કે મને તેની સાથે સારૂં છે, વારતે મારી આગળ એવી વાત કરવામાં તું શી મતલબ ધરાવે છે ? જે સ્ત્રી ગેરહાજર હોય તેને માટે હલકા શબ્દો વાપરવા કોઇ ગ્રહસ્થને છાજતું નથી. મારા મોઢા ઉપરજ તેણીને હલકી પાડવાની કોશેશ કરવી, તે, મી૦ બહેરામ, ગ્રહસ્થાઇથી તદન વેગળું છે," જાલે બેરામને બરડે પાણી ઉતરે તેમ જવાબ દીધો.

"અરે બચ્ચા ! મને તો ઘણી સરસ બૈરી મળી ! ખાનદાની, દોઢડહાપણવાળી, પણ બચ્ચા જાલ, મને લાગે છે કે તું જરૂર થાપ ખાશે. તારી મેહેરા કોણ છે, તેણીનું ખાનદાન શું, એ બધી ખબર પહેલાં કહાડજે, અને પછી ફસજે."

"તે બધું મારૂં કામ છે ! હું તને ફરીથી કહું છું કે તેણીનું નામ વટીક લેવાની મારી આગળ હવેથી હિમ્મત ના કરતો ! જો મારી આગળ તેણીનું નામ દએ, તો માનથી બોલજે," જાલે ચેતવણી આપીને કહ્યું.

---

## પ્રકરણ ૩૧ મું

### પ્યારનો એકરાર

નદીનો રોહ કહું, ક્યાં જઈ પડશે,
મુળ જોઇ કહું મુખ, કવી તર જડશે,
માશુકનું ધડ જોઇ આશકની ખાંધપર.
અંજામ શું આવશે કહી દું આંગપર,

ડાકટર બેસાનીઆની ખાનગી હોસ્પીટાલમાં સોહલને રાખવામાં આવ્યો હતો, તેમજ તેના બૈરી છોકરાં માટે શેહેરાએ નજદીકમાંજ એક ઓરડો રાખવાની ગોઠવણ કરી હતી. ડાકટર બેસાનીઆનો ટટ્ટુ બરાબર ચાલતો હતો નહિ, અને તે કેટલીક વાર તો રામ નામ જપતો હતો કે કોઇ સદ્ધર બિલ્લુ હાથ આવે. હાલ, આપણી શેહેરાંના છૂટા હાથની બક્ષેશથી ડાકટર બેસાનીઓ તેણીની મરજીનો ગુલામ બન્યો હતો.

બીજે દિવસે આપણી શેહેરા બપોર પછી પાછી સોહલની મુલાકાતે ગઇ હતી, અને ત્યાંની સઘળી દેખરેખ જોઇ તપાસીને ઘેર પાછી ફરી,

તેટલામાં બાગમાં બેરામ ઝવેરી સામો થયો હતો. તેણીને જોઇને તે બોલી ઉઠયો, "કેમ મીસ મેહરબાઇ, તમે વળી પેલા દુકતાને મળવા ગયાં હતાં કે ? ઠીક, હવે તમે ગમે તેમ કરો, કારણ કે શેહેરાંબાનુએ મારો હાથ કબુલ રાખ્યોછ, વાસ્તે હવે હું એ પોરીઆને છેડવા માંગતો નથી."

"ઓહ ! એમ છે કે ! ત્યારે તો હવે તમારી લાગવગથી મને આ ચાકરીએથી પણ પેંડો મળશે !"

"હા, અગાઉથી મોહોત ચેતી રાખજો બેહતર કે હમણાથીજ કોઇ બીજી નોકરી શોધતાં રહેજો ! કારણકે મને ખબર પડી છે કે તમારૂં ખરૂં નામ મેહેરબાઇ નથી. હવે તમારાથી અમારાં જેવાં મોટાના ઘરમાં છુપ્યાં નામે રહેવાય નહ !" એમ બકડીને તે ચાલતો થયો.

શેહેરાં મનમાં વિચાર કરવા લાગી કે 'છુપ્યા નામે' એટલે શું ? રખેને મેહેરાંએ કાંઇ કાચું કાપ્યું હોય? તેથી તેણી અંદર ગઇ, તેટલામાં પેલો જાલ તેણીને સામો થયો, અને બોલ્યો, "મેહેરાં, તમારો ડ્રેસ ઠીક છે, ચાલો આપણે ફરવા જઇએ"

તેઓ બન્ને સાથે નિકળીને 'બન્ડ ગારડન' તરફ ચાલ્યાં. રસ્તે ટેલીગ્રાફ આફિસ આવી, ત્યાં ઉભી રહીને આપણી શેહેરાંએ જાલને કહ્યું, "મીસ્ટર જાલ, મહેરબાની કરીને એક મિનટ થોભશો ? મને એક તાર કરવો છે"

આરટીસ્ટે કાંઇ પૂછ્યું નહિ, કોને તાર કરવો છે, શા માટે તાર કરવો છે, એવું કાંઇ પણ પૂછ્યા વના તે બોલ્યો, "હા બેલાશક"

શેહેરાંએ તાર ઓફિસમાથી ફારમ લઇને એક તાર લખી આપ્યો જે નિચે પ્રમાણે હતોઃ—

"મેહેરબાની કરીને પુને ઉપડી આવો. તમારૂં ઘણું અગત્યનું કામ છે. લી. શેહેરા"

આ તાર પેશતનજી વાડીઆ સોલીસીટર ઉપર હતો. જો આ તાર આરટીસ્ટે વાંચ્યો હોત તો જેને તે મેહેરાં જાણતો હતો, તેને શેહેરાંની સહી કરતાં જોઈને અજાયબ થાત, પણ સારાં નસિબે તે રસ્તા ઉપરજ ઉભો રહ્યો હતો.

રસ્તે જાલે વાત છેડી, "મેહેરાં, ઝવેરી સાથે શેહેરાંબાનુ પરણવા હા પાડી ચુકી છે. મેં હમણાજ બેરામના મોંઢે જાણ્યું."

"મને પણ બેરામે બાગમાં કહ્યું."

"ત્યારે શું આ વાત ખરી હશે?" જાલે પૂછ્યું

"હું કાંઇ જાણતી નથી. હું બાહેર ગઇ હતી, ત્યાંથી આવી, ત્યારે તમે મળ્યા, અને હું તમારી સાથે બાહેર પાછી ચાલી આવી. તમે બેરામને બરાબર ઓળખો છો. એ તમારો ફ્રેન્ડ છે કે મારો? બેરામનું માનવું કે નહિ તે તમે જાણો."

"ખુદાને ખાતર એમ ના બોલ. એ પારસી મારી સાથેને સાથે ફરેછ, પણ મને જરા નથી ગમતો. એવાને ફ્રેન્ડ તરીકે ગણવા પણ રાજી નથી. એને ફ્રેન્ડ કહેતાં હું શરમાવું છું, પણ શેહેરાંબાનુએ એને કબુલ રાખ્યો કે નહિ, તે વાત સાચી કે ખોટી તે હું કેમ કહી શકું?"

"હું જાણુંછ ત્યા સુધી તો તેણી તેને બહુજ ધિક્કારેછ," જાલની મેહેરાંએ તેને જવાબ દીધો.

"અને તેમ હોય તો પરણવાનો વચન કેમ આપે?" આરટીસ્ટ અજાયબ થઇને પૂછવા લાગ્યો.

"મને કાંઇ ખબર નથી, પણ જો 'હા' પાડી હોય, તો તેનું પણ એક કારણ છે. તે કારણ એક બે દહાડામાં તમને જણાશે, પછી એને ખરતો કરવામાં આવશે."

"લગન જેવી ગંભીર બાબદમાં આવાં ચેડાં કહાડવાં એ કાંઇ સારાં આદમીનું કામ નહિ. તારી સહીએ એને પહેલેથી ના કહેવી જોઇએ."

"હા જયાં પ્યારનું તત્વ ભેળાયલું હોય, ત્યાં આવાં ચેડાં નહીં છાજે, પણ આ બેરામ ઝવેરીની તરફ મારી સહી મોટા ધીક્કારની નજરથી જોય છે, અને એ બેરામ તેણીના હાથની માગણી લાજશરમ રાખ્યા વિના કરે છે, તેથી હું ધારૂં છું કે તેને બનાવ્યો હશે. બેરામ ઝવેરી મોટાં નામપર મરી ફીટે છે, પણ માણસની ખરી ખુબી પીછાણી શકતો નથી, તેથી તેને 'હનબગ' કરીને ઠેકાણે લાવવો જોઇએ," જાલને તેણીએ ખુલાસો કરયો.

"હા પણ, હું જાણું છું ત્યાં સુધી એ બેરામ તેણીની ઉપર મરી ફીટે છે એ ખરૂં, પણ સાથે સાથે એ છોકરી અને ઘણી ગમે છે, એમ તે કહેતો હતો. હું એટલું કહી શકું છું કે જો તારી સહીને એ માટીડો પસંદ નહિ હોય, તો તેણીએ સાફ સાફ તેને એ પ્રમાણે કહી દેવું જોઇએ."

"ખરૂંજ છે. કાંઇ પણ મતલબ, પછી તે મોટા નામની હોય, કે પૈસાની મતલબ હોય, તેવી મતલબને ખાતર પરણનારની ઉપર ફીટકાર નાખવો ઘટે છે," શેહેરાં બોલી.

"બરાબર છે. હું મોટા નામની, કે પૈસાની દરકાર રાખતો નથી. હું ખાસ ગરીબ પણ મારા મનને ગમતી છોકરીની શોધમાં હતો," જાલ કહ્યું.

"પણ તમને હજી કોઇ તેવી મળતી નહિ હશે," શેહેરાંએ પૂછ્યું. અને પછી બાડી આંખે તેનાં મો તરફ જોવા લાગી.

"નહિ, મળી ચુકી છે, અને તે મારી પાસેજ ઉભેલી છે. બોલ, ડીઅર મેહેરાં, મારી સાથે પરણવા તારી ખુશી છે?" જાલે આડકતરી રીતે નહિ, પણ સીધો સવાલ પૂછ્યો,

તેણીએ કાંઇ જવાબ દીધો નહિ. હા કહી નહિ, તેમજ ના કહી નહિ, પણ તેણીની આંખો ગવાહી પૂરતી હતી કે માગણી નાકબુલ નથી.

"તું હા કહેતી નથી, તેથી દીલગીર છું, પણ ના કહેતી નથી એટલું પણ હાલ તુરત ગનીમત છે. ડીઅર મેહેરાં, હું તને ખરા જીગરથી ચાહું છું, બીજું વધારે શું કહું?"

"બીજું પણ છે," શેહેરાં આસ્તે રહીને હસીને બોલી.

"તે ગમે તેમ હોય, પણ તું મને ચાહે છે કે નહિ? બસ જે તે જવાબ આપ, પછી બાજી વધુ વાત."

"પછી કેમ? પહેલેથીજ બધી વાત કરવી, નહિ તો પાછળથી બધું ઉંધું વળે," શેહેરાંએ કહ્યું.

"પણ, તારી બોલવાની ઢબ ઉપરથી હું એટલું કહી શકું છું કે મારી માગણી તું ના કબુલ કરતી નથી. તું મને ચાહે છે એમ હું માનું છું. પછી બીજી વાત ગમે તે હોય તેને હું અગત્યતા આપતો નથી." જાલ બોલ્યો.

આથી શેહેરાં મનમાં ઘણી ખુશ થઇને મોટેથી હસવા લાગી, અને પછી બોલી, "જો–જો–બંહ! સંભાળજો! બધી પહેલાં ખાતરી કરજો, ને પછી દસ વાર વિચાર કરજો, નહિતો ખાડામાં પડશો. વારૂં, મી૦ બારીસ્ટર સાહેબ, એક વાત તમને જણાવવી જોઇએ, અને તે એ કે મારા બાબમાં એક ચોક્કસ ભરમ છે તે તમો જાણતા નથી, તેમજ તમને તે ભરમ મેં હજી કહયો નથી."

ભરમ બોલ સાંભળીને આરટીસ્ટનું મોઢું સેહેજ ઉતરી ગયું, અને વિચાર કરતો તેણીની પાસે ટીકતો ઉભો.

શેહેરાં બોલી, "તે ભરમ હમણા તમને કહી શકતી નથી, પણ થોડા દિવસ પછી તે ભરમ ખુલ્લો થશે ત્યારે તમે પણ જાણુશો, અને ત્યાર પછી જો મારી ખાતરી થશે કે તમારો પ્યાર સાબુત છે તો હું તમારી માગણી બાબુથી કબુલ રાખીશ. હા, હું પણ તમને ચાહું છું, તે તમે મારી વર્તણુંક ઉપરથી જાણો છો."

આ સાંભળીને પેલા આરટીસ્ટે ફિલસુફીભરેલો જવાબ દીધો કે, પ્યાર સાબુત અને મક્કમ હોય, તે કશા ભેદભરમથી ઓછો થતો નથી. આ શબ્દો શેહેરાંને ઘણા ધિરજ બક્ષનારા હતા, એમાં તો કશો શક નથી, તે છતાં તેણી બોલી,

"જોઇશું! તમારા પ્યારની પરિક્ષા થશે, પણ મને લાગેછ, કે જ્યારે તમે મારી વાત જાણુશો, ત્યારે તમને ગુસ્સો લાગ્યા વિના રહેશે નહિ."

"લે, હું તને કહું. બેરામ ઝવેરી આજે મને કહેતો હતો કે તારૂં ખરૂં નામ મેહેરાં નથી. બોલ ખરૂં કે? ભરૂસો રાખીને મને કહે."

"હા, એટલું ખરૂં કે મારૂં નામ મેહેરાં સરકારી નથી."

"ત્યારે બેરામ ઝવેરીને ત્યાં જે છોકરાએ ચોરી કીધી તે તારો ભાઇ નહિ હોય."

"નહિ, તે મારો ભાઇ નહિ."

"ત્યારે તો એમાં મોટો ભરમ છે!" ચિતારાએ ધડપર ડોકું નાખીને વિચારમા અને વિચારમાં જવાબ દીધો.

"હા, ભરમ છે, પણ હું હાલ એટલુંજ કહી શકું કે તે ભરમમાં કશી લુચ્ચાઇ, ચોરાઈ, લફંગાઇ, કોઇપણ રીતની ઓરતને એબ લગાડનારી વર્તણુક કે એવું બીજું કાંઇ નથી. એ ભરમ છે પણ નિરદોષ છે, તેમાં તમને ખોહવાનું કે શરમાવાનું કાંઇ નથી."

"તું બોલે છે તે ઉપર મને પુરતો ભરૂસો છે, અને તે હું શબ્દે શબ્દ અને અક્ષરે અક્ષર માનું છું"

"જો, જાલ, મને એટલો વચન આપ કે તું પાછલથી મને બદ-નામ કરીને મારી ઉપર ગુસ્સે થશે નહિ"

"પણ ગુસ્સે થવાનું કારણ શું ? તું કહે છે કે શરમાવા જેવું કાંઇ કીધું નથી, પછી શું ? "

"હું હમણા ખુલાસો કરી શકતી નથી, પણ એક બે દિવસમાં ખુ-લાસો થશે એમ હું ધારૂં છું. તું કહે છે કે ગુસ્સે થઇશ નહિ પણ એમ સમજ કે ખુલાસો થયો, પણ તે ખુલાસો તને ગમ્યો નહિ, તો પછી શું ? તકરારને ખાતર હું આ સવાલ પુછું છું."

"એમાં તકરાર શાની ? હું કાંઇ તકરારની જરૂર જોતો નથી."

"ઠીક ત્યારે મને વચન આપ કે જો ખુલાસો તને ગમ્યો નહિં, તો તારે પુનેથી એકદમ ઉપડી જવું નહિ પણ થોભવું."

"આ તો તું નાટક કરે છે ! આવી વાત નિકળશે એમ મને સ્વપ્ને પણ ખ્યાલ હતો નહિ. ઠીક, જા, હું વચન આપું છું કે ખુલાસો થવા બાદ, જો તે ખોલાસો મને ગમશે નહિ, તો પણ હું પુનેથી એકદમ ઉપડી જઇશ નહિ. મેહેરા તું કહે છે કે તારૂં નામ મેહેરા નથી, તો પણ મને તો એજ નામ ગમે છે ! મેહેરાં, જો ખુલાસો મને ગમશે નહિ, તોપણ હું તને એક વાર મળ્યા પછીજ અહીંથી જતો રહીશ. એમ હું વચનથી બંધાવુ છું."

## પ્રકરણ ૩૨

વાત એકજ હોય પણ ભિન્ન ભિન્ન પાસા,
કોઇ રડે બળે ને કોઇની ઉછળે આશા.

શેહેરાંએ મેહેરાંને આ બધી વાત કહી હતી નહીં, પણ તેણીની આખળી વાત જાણી લીધી હતી. મેહેરાંથી છુપીવાત દિલમાં રાખી શકાતો ન હતી, અને તાલતલાવતથી સામા ધણી સાથે વાત કરવામાં મેહેરાં અશક્ત હતી, તે ધ્યાનમાં રાખીને તેણી મનમાં હસવા લાગી. તેણી પોતે માટીડાને તડનેફડ જવાબ આપવામાં બહાદુર હતી.

મેહેરાં વારંવાર કહેતી હતી, "ના, બેન, મારાથી જાુઠું લાખો વખત ટકાવી શકાતું નથી. તમે મોટાં માણસોને બધું છાજે, મને એવું છાજે નહી, ને મારાથી તલતલાવત થાય નહિ ને. મને ખોટું ડોળ ઘાલતાં, અને ઉંધું ચતું સમજાવતાં ધ્રુજરાં છુટે છે"

"અને મેહેરાં, હું મોટી શાની? હવે, મને આવતા વરસથી પાંચસો રૂપીઆનાં વરસાણુ ઉપર ગુજરાન કરવું પડશે, પછી બોલ, હું મોટી કહેવાઇશ કે? કોઇ સંજોગે જાલ પરવીઝ સાથે મારાં લગ્ન થાય, ત્યારેજ પૈસો પૈસાની જગે રહેશે, નહિ તો ખેર સલાહ! પછી બપાવાનો પૈસો જ્યાં જશે ત્યાં ખરૂં! પણ મેહેરાં, બેરામ ઝવેરીની તું ધણીઆણી થશે ત્યારે તું મોટી કે હું? બેરામ પાસે તો લાખો રૂપીઆ છે"

"તેના લાખો રૂપીઆને ચુલામાં નાખ, બેન, પૈસાને પરણું કે માટીડાને? એની સાથે પરણવા અગાઉ ગળાંમાં ફાંસો નાખીને મરી જાઉં!" મેહેરાં કહેતી હતી.

"ઠીક છે, બિહ નહિ, વાહાલી બેન. એ ધણી પોતાની મેળે તારો પીછો છોડશે. પેશતનજી વાડીઆને મેં તાર કરીને બોલાવ્યા છે. વેવણ

આગલ બધો ખુલાસો થશે, અને આ ગુંચવણ ભરેલા ગોટાળામાંથી તેવણની મદદથી આપણે હવે જે વખત જાય છે તેમાં છૂટાં થઇશું."

આટલી વાત કર્યા પછી શેહેરાં પોતાના ઓરડામાં ભરાઇ બેઠી હતી. હવે કેમ અને કેવી રીતે રસ્તો આગલ લેવો તેના વિચારમાં તેણીએ કેટલોક વખત પસાર કર્યો.

પેશતનજી વાડીઆ માટે એક ઓરડો જુદો સાફસુફ કરાવીને તેમને માટે બિછાનું તેયાર કરાવ્યું, જેથી જો તેવણને રાતે રહેવું પડે, તો કશી અડચણ થાય નહિ. આ સઘળો બંદોબસ્ત શેહેરાંએ મુંગે મોઢે કરાવ્યો હતો, તેથી મીસીસ ઓલીવરને ભારે ખીજવાટ થયો હતો, પણ જ્યારે પણ શેહેરાંને તેણીની સત્તા વિષે સવાલ થતો ત્યારે તેણી કહેતી હતી કે "બાઇસાહેબે મને હુકમ આપ્યો છે તેથી મારે તેમ કરવું જોઇએ." મીસીસ ઓલવર આથી એમ સમજતી હતી કે બાઇસાહેબ મને વિશ્વાસમાં લેવાને રાજી નથી, મને તેથીજ કામ સોંપવાને અખાડા કરે છે, આથી શેહેરાં જે કમપેનીયનનો પાર્ટ ભજી બતાવતી હતી, તેણીની ઉપર મીસીસ ઓલીવરનો અંદર ખાનેનો કેહેર ન વર્ણવી શકાય એટલો કાટીલ હતો.

બીજે દિવસે આપણી શેહેરાંએ મેહેરાંને પોતાના ભાઇ સોહલ આગલ મોકલી દીધી, કારણકે પેશતનજી વાડીઆ સોલીસિટર આગલ તેણી પોતે એકલી વાત કરવા માગતી હતી. તેમની આગલ સઘળો ભેદ ભરમ ફોડીને સઘળો ખુલાસો કરવા કેવી રીતે વાત કરવી તે બધું આગલથી તેણીએ ગોખી રાખ્યું હતું. તેટલામાં પેશતનજીને બદલે તેનો દીકરો દોરાબ સોલીસટર આવી પુગ્યો.

"કેમ, દોરાબજી, તમારા બાવાજી નહિ આવ્યા ?"

આપણી શેહેરાંએ તેને આમ પુછ્યું, પણ દોરાબે તેણીને મેહેરાં સમજીને શેકહેન્ડ કરવાના પણ અખાડા કર્યા. તે છતાં તેને જવાબ આપવો પડયો.

"બાવાજીને બહુ કામ છે, તેથી મને મોકળ્યો છે. તેવણ પણ કાલે આવશે, કારણ કે મુંબાઇમાં આફિસ બે દિવસ બંધ છે. તેટલાં કાંઇ ઘણું અગત્યનું કામ હોય તો હું કરીશ"

"મી૦ દોરાબજી, અહીં બધો ગોટાળો થયો છે. મીસ શેહેરાં બાનું પરણવાને વચન આપી ચુકી તેના ખબર તમને નહીં હશે. બધા ગોટાળાની ગુંચવણમાંથી તમેજ અમને બાહેર કાઢી શકશો."

દોરાબ વાડીઆ મોં વકાસીને તેણીની તરફ જોવા લાગ્યો, અને બોલ્યો, "પરણવાનો વચન! કોની સાથે?"

"કોઇ મુંબઇનો પારસી, મી૦ હોરમસજી ઝવેરીને તમે ઓળખો છો?"

"હા, ઘણી સારી રવેસે ઓળખું છું! નેક નામ અહીં બિરાજ્યા છે કે? હુ તેને ઇંચે ઇંચ અને બાલે બાલ ઓળખું છું! ખુદા! મીસ શેહેરાંબાનુને એ લુચ્ચાના હાથમાં કોણે ફસાવી?"

"ત્યારે શું એ શેહેરાંબાનુંને લાયકનો ભરથાર નહિ કે?"

"લાયકનો ભરથાર! અરે, શેહેરાંબાનુની જૂતી સાફ કરવા લાયક પણ નહિ! મને આગલથી ખબર પડી હતે, તો હું આમ બનવા દેત નહિ! તમે પોતે મને લખ્યું કેમ નહિ? તમારી ફરજ હતી કે અમને ચેતાવવું!"

આમ ગુસ્સે થતો દોરાબ પોતાની ગુસ્સાની હદ કુદાવી જતો હતો, એમ જોઇને શેહેરાંએ તેને ટુંકેથી દાબવાનો ઠરાવ કર્યો અને કહી દીધું, "પણ મી૦ દોરાબજી, શેહેરાંબાનુની ખુશી નથી, તેણે એ બિચારીને હા પાડવાની ફરજ પાડી છે, અને તેથીજ તમને બોલાવવામાં આવ્યા કે કાંઇ કાયદાની બારીકાઇથી તે બિચારીનો તેના હાથમાંથી છૂટકો થાય"

"ઠીક, એમ છે તો! શેહેરાંબાનુની પોતાની ખુશી નથી ત્યારે તો સત્તાણુંનું સોનું! મેહેરબાનુ, હું તમને ખાતરીથી જણાવું છું કે એરામ ઝવેરી શેહેરાંબાનુંનો નોકર થવાને પણ લાયક નથી. હું સારી પેઠે સમજું છું કે શેહેરાબાનુના ખાનદાન અને પૈસાથી લલચાઇને તેણે આ પગલું ભરયું છે. હું બરાબર જાણું છું કે જાલ પરવીઝ સાથે તેને દોસ્તી છે, માટે મને એમ પણ શક જાય છે કે બન્ને દોસ્તોએ મકાશાહની દોલત કેમ હાથ કરવી, તેનો તાગડો ધડયો છે. શેહેરાંને હાથમાં લઇને, માકાશાહની દોલત એરામ ઝવેરી પાસેથી અરધી લેવી એવી ગોઠવણ કાંય નહિ હોય?"

"હું નહિ ધારતી! મી૦ દોરાબજી, તમે શા ઉપરથી કહો છો કે જાલ એરામ ઝવેરી સાથે મળી ગયો છે? માકાશાહની દોલતમાં હું મોટો લાભ ધરાવું છું. બલકે એ દોલત ઉપર બધો મારો હક છે એમ કહું તો તે ખોટું નહિ કહેવાય?" શેહેરાંએ હવે ભરમનો પડદો ખસેડીને પોતે ખરાં નામે વાત કરવા માંડી, પણ તેથી દોરાબને લાગ્યું કે આ છોકરી ઘેલી થઇ છે.

"દોલત તમારી! તમારો હક! કેમ? કેવી રીતે? તમારૂં ભેજું ઠેકાણે છે કે?" વગેરે વગેરે બોલ બોલી દોરાબ આપણી શેહેરાંના ભેજાં વિષે મનમાં શક લઇ ગયો.

"ત્યારે, મી૦ દોરાબશાહ, જરા ધ્યાનથી સાંભળો! તમારી એક ભૂલથી આ સઘળો ઘોંટાળો થયો છે! તમે મને મુંબઇમાં પહેલા મળવા આવ્યા હતા, ત્યારે તમને નોકરે કહ્યું કે બાઇ હમણાંજ બાહેરથી આવ્યાં છે. તમે મેહેરાંને બાહેરથી અંદર જતાં જોયલી, એટલે તમે તેને શેહેરાંબાનુ માની લીધી હતી. તમે મને આવીને ચીઠ્ઠી આપી અને તે ચીઠી શેહેરાંબાનુને આપવા મને કહ્યું હતું, તુરત વેળા મને એક વિચાર સુઝયો, અને તેથી મેં તે તમારી ભૂલ ભાંજી નહિ, કારણકે એ ભૂલ ચાલુ રહે,

તો મારા દિલની એક મતલબ પાર પડે એમ હતું. પણ હાલ અમે જોઈએ છીએ કે એ ભૂલ ચાલુ રાખવાથી અમે કઢંગી હાલતમાં આવી પડયાં છીએ. મેહેરાંને પણ એ વાત ગમતી નથી. માટે, મી૦ દોરાબશાહ, હું શેહેરાંબાનુ પોતે છું, અને જેને તમે શેહેરાંબાનુ સમજો છો, તે મારી સહી, મારી કમપેનીઅન મેહેરાં છે."

આટલું બોલીને શેહેરાં તેનાં મો સામે જોવા લાગી, કે દોરાબ આ ખુલાસો જાણીને શું ધારે છે, અને શું બોલે છે ? પણ નહિ, તે કાંઇ બોલ્યો નહિ. તે પોતાના વિચારમાં એટલો ગુંટાઇ ગયો હતો કે થોડી વાર તે વિચારમાંજ બેઠો, પણ પછી બોલ્યો. "શું આ ખબર મને ખુશી બક્ષનારી છે ! ત્યારે તેણી તમારી સહી અને કમપેનીઅન છે ? ચાલો ત્યારે, હવે મારો માર્ગ ખુલ્લો થયો ! હવે તેણીના હાથની માગણી કરતાં મને આંચકી લાગશે નહિ !"

"હા, મી૦ દોરાબશાહ, એ મારી ગરીબડી સહી પાસે ફુટી બદામે નથી, અંહ ! જો ફુટીઆં વગરની બાયડી લેવાને તમને અડચણ નહી હોય તો, ભલે, તેણીના હાથની માગણી કરો. તમે સુખી થશો એમ હુ ખાતરી આપું છું. મને પણ ખુશી ઉપજશે."

"ઠીક છે, ત્યારે તમારા ખુલાસા માટે હું તમારો ઉપકાર માનું છું. હવે તમારી સહીના હાથની માગણી હું જરૂર કરીશ !" ખુશ થતો દોરાબ સોલીસિટર પોતાનો હરખ છુપાવી શકયો નહિ.

---

## પ્રકરણ ૩૩.

ગરેહ હતો અવળો બાઈ, ચકર ફર્યું આડું,
ઉંચા કુળની નાર બહેસે મળી થાનેની ઝાડુ.

"પણ મીસ શેહેરાંબાનુ, તમારા વિચિત્ર તાબકાને લીધે, મારાથી કાંઇ તમારૂં અપમાન થયું હોય તો તે માટે માફ કરજો," દોરાબ વકીલ હવે

પોતાની કઢંગી રિથતી સમજીને માફ માગવા લાગ્યો. કારણકે શેહેરાંને મેહેરાં સમજી તેણે વારંવાર તેણીનું બહુ અપમાન કર્યું હતું.

"હા મી. દોરાબશાહ, તમે એમ સમજતા હતા કે હું મીસ શેહેરાંબાનુંને નાક પકડીને ચલાવું છું, ને તેથી તમે મને ખરતી કરવાને પણ વિચાર કર્યા હશે. મારી સહી મેહેરાં મારાં નામનો પાર્ટ ભજી બતાવતાં પણી લથડતી હતી તે વખતે હું તેણીને ગભરાયલી જોઇને વચમાં બોલી દેતી હતી, જેથી તેણીનો ગભરાટ ઓછો થાય. આ મારૂં કામ તમને તેમજ બીજાંઓને પસંદ પડતું હતું નહિ, પણ તેમાં તમારામાંથી કોઇનેક કશો વાંક હું કહાડતી નથી. કારણકે તમારૂં કહેવું ચોક્કસ દરજ્જે ખરૂં હતું. હવે મી. દોરાબશાહ, ગઇ ગુજરી વીસરી જઇશું. મારાં મનમાં તમારે માટે કોઇ જાતનો હલકો વિચાર નથી. હવે તમે નિરાંતે મારી સહીને મળો અને તમારા પ્યારની ગંભીર ગોફ્તેગો ચલાવો. તમો બન્ને જણા તરફ મારી સંપૂર્ણ દિલ્લસોજી છે."

"મીસ શેહેરાંબાનું, જ્યારે તમે આટલી છૂટથી મારી સાથે વાત કરો છો, ત્યારે હું તમારી આગળ કબુલ કરતાં શરમાતો નથી કે, હા, હું તમારી મેહેરાં ઉપર મોહીત પડેલો છું. પહેલવેહેલી મેં એને એક દુકાનમાં જોઇ હતી, જે વારે તેણી બેશુદ્ધ હાલતમાં હતી, અને તે વખતથી હું તેણીને ચાહતાં શીખ્યો છું."

"મી૦ દોરાબશાહ, મને આ બધી વાતની ખબર છે, અને વળી તેણીએ તમને કેવી રીતે ઉડાવ્યા તેની પણ મને ખબર છે. પણ વારૂ તમારી સાધારણ અક્કલે તમને વિચાર નહિ સુજયો કે મીસ શેહેરાંબાનું સુરતની રહેવાસી અને બાપાવાના તાબામાં હતી, તેણી દુકાનમાં નોકરી રહેના કેમ આવે! આટલી સાદી અક્કલથી તમે વિચાર કરી નહિ શક્યા, ત્યારે મને અજાયબ લાગે છે કે તમે વકીલાતપણું કેમ ચલાવતા હશો!

તમે જોતાંને વાર પ્યારમાં પડયા, તેથી પ્યાર આગલ બીજી બધી બાબદ ભૂલી ગયા, વખતે એમ હશે !"

શેહેરાંએ દોરાબ વકીલને વાત ઉપરથી દેખાડી આપ્યું કે બચ્ચા વકીલ, તારા કરતાં મારામાં વધારે પાણી છે.

"મીસ શેહેરાંબાઇ, તમે કહો છો તેવો વિચાર મને આવ્યો હતો, અને તે વિચારથી મને મોટો ગુંચવાડો ઉભો થયો હતો. મેં પછી મારા મનને સમજાવ્યું કે વખતે પૈસા હોવા છતાં પોતાના ફાંટાને લીધે નોકરીએ રહી હશે "

"ચાલો વારૂં, એ બધી વાત પસાર થઇ ગઇ છે. હવે તમે મેહેરાંને મળવા અને તમારૂં કામ આગળ ચલાવવા તૈયાર થાઓ. તેણી બાહેર ગઇ છે, પણ હમણાં આવશે"

"પણ મીસ શેહેરાબાનું, તમે એમ બોલ્યા કે હું મુશકેલીમાં આવી પડી છું, તે શું !"

આ સવાલના જવાબમાં તેણીએ મેહેરાંની, તેણીના ભાઇની, અને બેરામ ઝવેરીની વચ્ચે થયલી બાબદ માંડીને કહી સંભળાવી, અને છેવટે બોલી "મને નથી લાગતું કે સોહલ સાજો થાય: ડાક્ટરે મને ખુલ્લું કહ્યું છે કે એને ખહી થયો છે, અને બધાં ફેફસાં અંદરથી ખવાઇ ગયાં છે"

"કાંઇ ફિકર ના કરો, બાનું હું ધારૂં છું કે આપણે બેહેરામ ઝવેરીનું મોહું બંધ કરી શકીશું. બાવાજીને આવવા દો, પછી તેમની સાથે મસલહત કરીને આગળ પગલાં ભરીશું. બેશક, તમે મોટા ગુંચવાડો ઉભો કીધો છે, પણ તેનો છેડો સમાધાનીથી આવશે. પહેલાં, બેરામ ઝવેરીને માલુમ પડશે કે તે જેણીને શેહેરાં ધારે છે તે શેહેરાં નાહ મેહેરાં છે, ત્યારે તે શું કરે છે તે જોઇશું," એમ કહી તે ખડખડ હસવા લાગ્યો.

"હા, આ તો એક મુશકેલી છે. પણ વળી બીજી પણ છે. તે મેં તમને કહી નથી. જુઓ સાંભળો. નામ બદલવાની મારી મૂખ્ય નેમ આ હતી, કે જાલ પરવીઝના સમાગમમાં બીજા નામે આવીને તેનો સ્વભાવ અને તેની રીતભાત વગેરેની સઘળી છુપી તપાસ લેવી. જો હું મારાં ખરા નામે તેના સમાગમમાં આવત, તો તે મારે માટે કાંઇ જુદાજ ખ્યાલથી જુદીજ રીતે વરતતે."

"અંહા તમારી વાત પરથી હું સમજી ગયો છું કે તેના સમાગમમાં પણ તમે આવી ચુકયાં છો. પછી શું થયું તે કહો," દોરાબ શેહેરાં જેવી જવાન છોકરીની આવી ચંચળાઇની મનમાં તારિફ કરતો, તેણીની સામે ધ્યાનથી જોતો, તેણીની વાત સાંભળવા લાગ્યો.

"મી૦ દોરાબશાહ, નામ બદલવા માટે હું હવે પસ્તાવો કરૂં છું! પણ એકવાર ખાડણ્યામાં માંથું મુકયું પછી ધબકારાથી બીહને પાછું હઠવું ઠીક નથી, એમ સમજીને હું આગળ વધી છું. જે થયું તે તો થયું, પણ મારી બીજી મુશકેલી આ છે કે તેની સાથે મને દૈવયોગે મેળાપ થયો છે, અને મેં મારી છુપી તપાસમાં જોઇ લીધું છે કે તે શેહેરાં બાનુથી તદન અળગોજ રહયો છે, પણ મને મેહેરાં સમજીને, અને મૂખ્ય કરીને ગરીબ સમજીને, મારી સાથે હળી અને લટી ગયો છે"

"જાલ માટે તો હું તદન ખાતરીથી કહી શકું છું કે એ છોકરો ઘણોજ ડાહ્યો અને ઘણોજ લતપકીવાળો, અને ઘણોજ વિવેકી છે. મારી સાથે એને ઘરવટ જેવું છે."

"ત્યારે હાલતુરત એટલી મેહેરબાની કરજો કે આ બધી વાત તેને હાલ કહેશો નહિ. ચાલો, મેહેરાં આવી. મી. દોરાબશાહ, હાલ તો આપણે ત્રણ જણ આ વાત જાણીએ છીએ, અંહ !"

આપણી મેહેરાં મી. દોરાબ વકીલને જોઇ ખુશ થતી તેની આગળ આવીને શેકહેન્ડ કરવા હાથ આપ્યો, ને બોલી, "ઓહ! તમે કાંઇ અહીં.!"

"હા હું તમને તમારા ભાઈની બાબદમાં મદદ કરવા આવ્યો છું, તેમજ તમારી ગેરહાજરીમાં તમારાં સુખને માટે વિચાર કરતો અહીં બેઠો છું."

"આરતે બોલો! ત્યારે તમને મારી શેહેરાંએ બધી વાત કહી દીધી છે, નહિ? પણ મી. દોરાબશા, તમે મને હાલ તુરત શેહેરાંના નામથીજ હાંક મારજો, અંહ! જ્યાં સુધી એ વાતનો ખુલાસો ખોલીશું ત્યાં સુધી જાણે તમે કાંઈ જાણતા નહિ હોવ તેમજ વર્તજો. ખુલાસો થશે ત્યારે પેલો બેરામ ઝવેરી કેવો ગજબ કરશે તે ખુદાને ખબર!" મેહેરાં બેરામ ઝવેરીના વિચારથી દિલગીર થઇને બોલી.

"હું તમારી બાજુએ કેવો છું! કાંઇ ફિકર ના કરો, મેહેરાં," દોરાબે તેણીનો હાથ પોતાના હાથમાં લઇને ધિરજ આપી.

"પણ મેં શું કીધું છે તેની તમને ખબર નહી હશે? હવે આપેલો વચન કેમ પાછું ખેંચી લેવાશે?"

"થશે, બધું થશે, બિહ ના, ધિરજ ધર" દોરાબે કહ્યું.

"કદાચ થશે, પણ નામોશી લાગશે તેનું?" મેહેરાં બોલી.

"એમાં નામોશી જેવું કંઇ નથી. લાકડાના દેવને ખાસડાંની પુંજા થાય તો તે વાજબી કહેવાય."

આ પ્રમાણે હાથમાં હાથ પકડીને દોરાબ અને મેહેરાં વાતે બેઠેલાં હતાં, તેવામાં બેરામ ઝવેરી ત્યાં દાખલ થયો. મેહેરાંએ તેને દીઠો હતો નહિ. દાખલ થઇને તે બોલ્યો, "ઓહ્લો મી૦ વાડીઆ! હું તમારા જેવા એક જુના મિત્રને જોઇને ઘણો ખુશી છું!"

દોરાબે ફક્ત તેને સલામ કીધી, પણ ઝવેરીએ શેકહેન્ડ કરવા હાથ લંબાવ્યો હતો, તે છતાં તેને શેકહેન્ડ કરવાના અખાડા કીધા, તેમજ તેની હાજરીમાં મેહેરાંનો હાથ જે પોતાના હાથમાં દાબી રાખ્યો હતો, તે દાબીજ રાખ્યો, પણ બેરામ ઝવેરીના આવ્યા પછી, એક બે મિનિટમાં મેહેરાં ઉઠીને ત્યાંથી મુગી મુગી ચાલી ગઇ.

તેણીને જતાં અટકાવીને બેરામ બોલ્યો "કેમ ડિઅર શેહેરાં, તારા વહાલા બેલીને કાંઈ સલામ સાહેબજી, કાંઇજ નહિ?"

પણ મેહેરાંએ જાણે સાંભળ્યું નહિ, તેમ બાજુ હટીને ત્યાંથી ચાલી ગઇ. બેરામ ઝવેરીની ચાલચલણથી વાંચનાર અત્યાર આગમજનો વાકેફ થઇ ચુકયો છે. મેહેરાં ચાલી ગઇ પણ બેરામ ઝવેરી, જે વિવેક સમજતો હતો નહિ, તે તેણીની પછવાડે ગયો. આ જોઇને દોરાબ વકીલ એકલો મનમાં બડબડયો:—

"આ બદમાશ આ છોકરીનો પીછો પકડી રાખશે, તે મારાથી કેમ દેખી શકાશે? એ મુજીને ફાવવા દેવો જોઈએ નહિ. મેહેરાંનું દિલ મારી તરફ છે એમાં કશો શક નથી, પણ આ ચંડાળે તેણીની ઉપર, તેણીના ભાઇને પકડવાની ધમકીથી, આડકતરૂં દબાણ ચલાવ્યું છે, ભાઇને ખાતર તેણીએ પોતાની મરજી ન હોવા છતાં, ફકત તુરત વેળા રાજી રાખવાને માટે, વચન આપેલો છે. આવા સંજોગમાં એ બદમાસને એની અવિવેકી ચાલને માટે બરાબર સ્વાદ ચખાડવો જોઇએ."

---

## પ્રકરણ ૩૪.

### એ કોણ કેવો?

દુર્ગુણીના સંગમાં ત્રાહે પોકારે દાસ,
મિત્ર જુએ વહેમથી ન બાયડીપર વિશ્વાસ.

બીજી બાજુ ઉપર બેરામ ઝવેરી મેહેરાંને દમમાંજ કહેવા લાગ્યો, "પેલો વકીલ અહીં શું કરવા આવ્યો છે? ખબરદાર, તેની સાથે ઝાઝી વાત કરવી નહિ, અને તેને શેકહેન્ડ પણ શું કામ કરવી જોઇએ? એ લુચ્ચાને તારો હાથ પોતાના હાથમાં દાબીને બેસતાં શરમ નહિ આવી?" બેરામ મોટે મોટે બોલ્યો હતો, અને તેથી દોરાબ વકીલે એ શબ્દો બીજા ઓરડામાં સ્પષ્ટ સાંભળ્યા હતા.

આપણી મેહેરાં બેરામ ઝવેરીની આવી તોછડી વર્તણુકથી રડવા જેવી થઇ ગઇ. હજી તો અદરાયાં પરણ્યાં નથી, તેટલામાં તેનો દુમાખ અને તોર ખમી ન શકાય એવો હતો. હવે મેહેરાં તેને ખોટો વચન આપવા માટે ખરાં જીગરથી પસ્તાવા લાગી. મેહેરાં સારી પેઠે જાણતી હતી કે દોરાબ વાડીઓ મને ચાહે છે, પણ લાયકી અને સભ્યતાનો ખાતર પોતાનો પ્યાર જાહેર કરતાં અચકાય છે. તે છતાં શેહેરાં આગળ તેણે એ વિષે ખુલાસો કરયો હતો, અને શેહેરાંએ મેહેરાંને તે સઘળી વાતથી વાકેફ કરી હતી. આથી તે મનમાં મુંઝાવા લાગી કે આવો સોના જેવો ધણી ગળતો છોડી દઇને આવા ઢંગધડા વગરના અદુખરાને વચન આપવો, અને તે પણ ખોટો વચન આપવો, એમાં મોટી ભૂલ થઇ હતી. તેના ગયા પછી તેણીના ઓરડામાં આપણી શેહેરાં દાખલ થઇ, તે પળે મેહેરાંએ તેણીને રડતા સાદે કહ્યું, " ઓ મારી શેહેરાં, બેરામ ઝવેરી કહે છે કે દોરાબ વકીલ સાથે વાત પણ નહિ કરવી "

" કાંઇ ફિકર ના કર! મેહેરાં ડીઅર, હું એ સઘળા ઘોટાળાનો મનમાનતો નિવેડો લાવીશ."

" એ ઉલ્લુ પાડાના હાથમાંથી છૂટી થાઉં તો બસ!"

"મેહેરાં, તારામાં હિમ્મત નથી. ગભરાવાનું કારણ કંઇ નથી. ઘણું થાય તો તેની સામે ઉભી રહીને કહી દે કે હું કાંઇ શેહેરાં નથી. હું તો મેહેરાં છું, અને એ તો અમે તમને બનાવ્યા. લગન શાના ને વાત

શાની ? એમ ખુલ્લું કહી દે. વારૂં, મેહેરાં, મારા ઓરડામાં સાડીઓની ઘડી કર, હું ઢોલીઆ ઉપર બધી છુટી મુકી આવીછ ”

શેહેરાંએ દોરાબ વાડીઆને પોતાના ઓરડામાં બેસાડયો હતો, અને સાડીની ઘડી કરવાના બાહાને મેહેરાંને ત્યાં મોકલી હતી, જેથી એ બન્ને જણને વાત કરવાને બની આવે ”

થોડી વાર પછી બેરામ ઝવેરી શેહેરાંને પૂછતો પાછો આવ્યો, “મારી શેહેરાં કયાં છે ?”

“દોરાબશાહ વકીલ સાથે કામકાજની વાત કરે છે,” એમ ટુંકમાં જવાબ આપીને તેણી ખસી ગઇ, પણ બેરામ ઝવેરી આ શબ્દો સાંભળીને મોટે મોટે બખાડવા લાગ્યો “એ શું નાટક ! જવાન છોકરી જવાન છોકરા સાથે એકલી ઓરડામાં ભરાઇને વાત કરે ! મેં મારી શેહેરાંને ના કહી હતી તે છતાં વળી એ દુકતા સાથે ટાહેલાં કરેછ ! અહીં આવ મેહેરાં, તું શા કામની ?”

“શેહેરાં બાનુની કમ્પેનીઅન તરીકે તને પગાર અમસ્થો મળે છે કે ! તને તારી બાઇની આગળ રહેવું જોઇએ કે નહિ ?”

“જો તમારા ધ્યાનમાં આવતું હોય કે હું મારી નોકરી બરાબર બજાવતી નથી. તો પેશતનજી વાડીઆ સોલીસિટર આગળ ફરિયાદ કરો. મને તેમણે નોકરીએ રાખી છે. તમને હું ઓળખતી નથી. હું સાફ સાફ કહું છું કે તમે મને દમ ભરાવશો તે ચાલશે નહિ.”

ચતુર શેહેરાંને તુરત માલમ પડયું કે પેશતનજી વાડીઆનું નામ સાંભળીને બેરામ ઝવેરી ત–ત–પ–પ થઇ ગયો, ને ગભરાટમાં બોલ્યો, “હું સમજતો હતો કે બુઢ્ઢા પેશતનજી વાડીઆ હવે કામકાજમાંથી 'રીટાયર' થયા છે, ને તેનો છોકરો હવે પેઢી ચલાવેછ ”

"બિલકુલ નહિ ! શેહેરાં બાનુના વાડી વજીફાની સઘળી દેખરેખ ચેશ્રતનજી વાડીઆના હાથમાં છે"

"ત–ત–ત–ત્યારે તો ઠીક! જવાન છોકરા કરતાં બુઢા મનીખ સાથે મારી શેહેરાં વાત કરે તેની ફિકર નહિ"

બીજા હાથ પર શેહેરાંએ માંડેલાં છટકાંમાં મેહેરાં ફસી હતી. જેવી મેહેરાં દાખલ થઇ કે દોરાબ તેણીની સામે થયો.

"ઓહ ! તમે આ ઓરડામાં ભરાઇને શું કરો છો ? હું જાણું કે ઓરડામાં કોઇ નથી ! બેરામશાહે મને તમારી સાથે વાત કરવા ના કહી છે તે તમે જાણુતા નથી !"

"તેણે ના કહી, પણ મારી સાથે વાત કરવી કે નહિ તે તમારી મરજીપર છે. હું તમારો વકીલ છું તેથી કામકાજની વાત કરવીજ પડશે?"

"પણ હું શેહેરાં નથી તે તમે હવે જાણોછ."

"શેહેરાં નહિ તો મહેરાં ! મને નામ સાથે કાંઇ કામ નથી. શેહેરાં નહિ તો મેહેરાંની ચાકરીમાં હું હાજર છું. આ મારૂં તન, આ મારો જીવ આજથી તારો છે, અને જ્યાં સુધી મારા બદનમાં લોહીનું છેલ્લું ટીપું હશે ત્યાં સુધી હું તારા ભલાંને માટે મહેનત કરીશ"

"પણ દોરાબ, હું પરણવાનો વચન બીજાને આપી ચુકી હોવું તો ? તમારી મદદ હું કેવી રીતે સ્વીકારી શકું ?"

"પણ વચન શેહેરાંના નામ હેઠળ આપ્યો છે, મેહેરાંના નામથી વચન આપ્યો નથી, એટલે તે વચન રદ."

"હા, તે વાત ખરી, પણ હવે વચન ખેંચી લેવાય ? બેવફાઇ નહિ કહેવાય ?"

"બેરામ ઝવેરી જેવા માણસ તરફ વફાદારી!"

"હા હું જાણું છું કે એ મને ગમતો નથી, ને મારે લાયકનો તો નથીજ. વળી એનામાં ઘણી ખોડ છે. રીતભાત સારી નથી. તેમજ ચાલ-ચલણ પણ પાધરી નથી. વળી મારી પાસે જબરદસ્તીથી વચન લીધો છે, પણ હવે વચન આપ્યા પછી હું શું કરી શકું?"

"રીતભાત અને ચાલચલણ સારી નથી. એટલુંજ નહિ પણ એ એક જાણીતો લફંગો અને બદમાશ છે. એ માણસમાં છપન દુર્ગુણ ભરેલા છે. જેઓ જાણે છે તેઓ એને બચ્ચાં છોકરાંનાં ઘરમાં ઉભાં રાખતાં નથી. નિતીની બાબદમાં, કેળવણીની બાબદમાં, જેમાં કહો તેમાં એ લુચ્ચો અને હલકો પુરવાર થઇ ચુકયો છે, વાસ્તે એવા શખસે જબરદસ્તીથી વચન લીધો હોય તે તોડવામાં બેવફાઇ નહિ કહેવાય. વળી તમારી પાસેથી ધમકીથી વચન લીધો છે. તે રાજીખુશીથી આપેલો વચન કહેવાય નહિ, અને કાયદામાં પણ એ વચન પ્રમાણે ચાલવાને તમે બંધાયલાં નથી. વાસ્તે મેહેરાં, તું નિરાંતે બેસ. એમાંથી તને સહેજ વારમાં હું છૂટી કરાશ."

"હું બધું જાણું છું, કે એ લુચ્ચો લફંગો બદમાશ છે, પણ મારા ભાઇની સલામતીને ખાતર મેં વચન આપ્યો! જો હું વચન તોડું તો એ મારા ભાઇને હેરાન કરશે. ત્યારે?" મેહેરાં એક નિરદોષ બચ્ચાની પેઠે સવાલ કરવા લાગી.

વચનનું ગંભીરપણું મેહેરાં સારી પેઠે સમજતી હતી. આપેલો વચન પાળવાનું આમ જરથોસ્તીધર્મ પણ શીખવેછે, તેમ સાદી અક્કલ પણ સૂચવે છે કે ધમકીથી આપેલો વચન બંધન કરતા નથી. સુધરેલી સરકારનો કાયદો પણ એવા વચન પાળવાનું દબાણ કરતો નથી.

દોરાબ વકીલે મેહેરાંની પાસે ખુરસી લીધી, અને તેણીનો હાથ

પોતાના હાથમાં લઇને બોલ્યો, "મારે તમને કાંઇ કહેવું છે, તે ધ્યાનથી સાંભળશો? જો તમારૂં અંતઃકરણ ના કહે તો સુખેથી ના પાડજો."

"હા બોલો, હું સમજું છું," મેહેરાં નિરદોષ બચ્ચાંની પેઠે તેના હાથમાં હાથ આપી બેસી રહી.

"મેહેરાં, તું પેલા કાપડિયાની દુકાનમાં બેશુદ્ધ થઇ ગઇ હતી, તેની તને યાદ છે? તે દહાડેથી મારા મગજઉપર હું એક જાતનો બોજો લઇને ફરૂં છું. પહેલે મને સમજ નહી પડી કે મને શું થાય છે, પણ પાછળથી હું સમજવા લાગ્યો કે તારી તરફનો મારો પ્યાર મને સતાવે છે. ત્યાર પછી તું મળીજ નહિ, અને જ્યારે મળી ત્યારે ભપકાવાળી અને દોલતમંદ શેહેરાંના નામે મળી. મેં મારા બાવાજી આગળ પણ મારા દિલની વાત કહી દીધી છે અને ખુલ્લું કહ્યું છે કે શેહેરાં તરફ મારૂં દિલ દોડે છે. મારા બાવાજીએ મને ધમકાવીને કહ્યું કે પૈસાવાળી કુળ ઉપર મોહી પડવું એ ધંધાની રીતીથી ઉલટું છે. મને પણ મારા બાવાનો વિચાર ખરો લાગ્યો, અને તેથી જ્યાંસુધી હું તને શેહેરાં તરીકે સમજતો હતો, ત્યાં સુધી મેં તારી આગળ મારો પ્યાર જાહેર કર્યો નહિ, પણ હવે જાણું છું કે તું શેહેરાં નથી, તેમજ તું મારા કરતાં પૈસાવાળી નથી, અને વળી હું ખાતરીથી માનું છું કે તને પણ મારી તરફ સારી લાગણી છે, અને ચાહ છે. હવે, જો આપણે બન્ને જણ એક બીજાંને ખરાં દિલથી ચાહતાં હોઇએ. તો તું શું બેરામ ઝવેરીની ધમકીને શરણ થઇને તેની સાથે પરણશે? નહિ, એમ બની શકેજ નહિ! હું પણ એમ કદી બનવા દઇશ નહિ!"

"હા, દોરાબશાહ, હું તમને ચાહું છું, અને તમે મને ગમોછ પણ ગમો છે કે નથી ગમતા, તે સવાલ બાજુએ મુકો. હાલ તુરત હું ખુદાની જેહાનમાં બેરામ ઝવેરીની બાયડી થઇ ચુકી કહેવાઉં કે નહિ? પરણવાનો કોલ આપ્યો અને તે હું તોડું તો ખુદાની ગુનેહગાર થાઉં કે નહિ?"

મેહેરાએ જાણી જોઇને દોરાબની તપાસ લંબાવવાને ખાતર વચન અને કોલને વળગી રહેવાની ફિલસુફીના ઢોંગ કરયા.

"ત્યારે, જે માણસ નહિ ગમતો હોય તેની સાથે પરણીને સંસારી જીંદગીની ધુળ કરવી. અને આખો જનમારો બળાપામાં કાઢવો, એ સારૂં કે ?" દોરાબે પોતાની ફીલસુફી આગલ ચલાવી.

"હું શું કરૂં ! મને કાંઇ સમજ પડતી નથી ! ખરૂં શું ને ખોટું શું ? હું તો એટલુ સમજું છુ કે લગનનો કોલ પવિત્ર છે. અને વળી તે કોલ પાળવાથી મારો ભાઇ બચે છે. તે છતાં, જયારે બેરામ ઝવેરી જાણશે કે હું ખરી શેહેરાં નથી, ત્યારે તે મારી ઉપર દબાણ કરીને મારો કોલ પાળવાની મને ફરજ પાડે છે કે નહિ, તે જોવાનું બાકી છે. રખેને તે છેડાઇને મારા ભાઇને પોલીસના સ્વાધીનમાં આપે ! વળી દોરાબશાહ, વચન તોડવાથી મને આખી જીંદગીમાં પસ્તાવો થયા કરે, તો મનનું સુખ કયાંથી મને મળે ?"

"પણ, જો બેરામ ઝવેરી પોતેજ તારી સાથે પરણવા ના કહે, તો ? તો તું તારૂં દિલ મને સ્વાધીન કરશે કે નહિ ?"

"હા, જો એમ થાય તો મને કબુલ છે !" મેહેરા ખુશી દેખાડીને બોલી.

---

## પ્રકરણ ૩૫મું.

શેહેરાની મેહેરાં બની કાઢી લેવું કામ,
નાજુક નારને ઘટે નહી, વુપે લોકો આમ.

પેશતનજી વાડીઆ સોલીસિટર મોડેથી પધાર્યા. શેહેરાએ તેમને આવકાર આપીને બેસાડયા, અને કહ્યું, "તમારા દીકરા દોરાબશાહ અંદર છે, મારી 'કમર્પનીઅન' સાથે બીજા ઓરડામાં વાત કરે છે.

થોડીવાર પછી દારાબ અને મેહેરા બન્ને ઓરડામાંથી બાહેર આવ્યાં. બાપને જોઇને દારાબ બોલી ઉઠયો, "બાવાજી એક ખુશ ખબર સાંભળો. મેં તમને કહ્યું હતું કે શેહેરાંબાનું ઉપર મારૂં દિલ ઘણું દોડે છે, પણ તે ખોટું હતું. અત્યાર સુધી હું આ છોકરીને ભૂલમાં શેહેરાં સમજતો હતો."

"વળી, એવી ભૂલ કેમ થાય ?" પેશતનજી અજાયબ થઇને પૂછવા લાગ્યા.

આ સવાલનો જવાબ આપણી શેહેરાંએ પોતે આપ્યો, અને કહ્યું, "તમારો દીકરો અત્યાર સુધી મને કમપૅનીઅન સમજતો હતો, અને મારી કમપેનીઅનને શેહેરાં સમજતો હતો," એ પ્રમાણે કહીને શેહેરાંએ પોતાના તાગડાથી પેશતનજીને સંપૂર્ણ રીતે વાકેફ કીધો.

"ઠીક, દારાબ તારી મરજી હોય, અને તારૂં દિલ એ છોકરી પર દોડતું હોય, તો મને વચમાં પડી અડચણ લેવાની કશી જરૂર નથી, તેમજ કાંઇ પણ વાંધો કહાડવો મને વાજબી લાગતું નથી. કેટલાક માબાપો પોતાનું દીલ રાજી રાખવા કાંઇ વાંધો કહાડીને છોકરા છોકરીને અલગ રાખવાની કોશેશ કરે છે, તેવી વાત મને પસંદ નથી,"

"પણ પેશતનજી બાવા, જો કે મારૂં દિલ તમારા છોકરા તરફ દોડે છે, તે છતાં હું બીજાને પરણવાનો કોલ આપી ચુકી છું, તે કેવી રીતે તોડી શકું ?" મેહેરાંએ પૂછ્યું.

"અને તેટલા માટે મેં તમને મુંબઇથી અહીં સુધી બોલાવ્યા," આપણી શેહેરાં વચમાં બોલી, અને પેશતનજીની મદદ માગીને કહ્યું, "આ મારી સખીને મુશ્કેલીમાંથી છૂટી કરો."

"શેહેરાં, તું બધી વાત એવણને કહે, પણ જ્યાં સુધી બેરામ ઝવેરી પોતે મને મારા કોલમાંથી છૂટી કરે નહિ, ત્યાં સુધી હું મારા

વચનને વળગી રહીશ, " મેહેરા દોરાબને સતાવવા બોલી, અને ત્યાંથી ખસી ગઇ.

"બેરામ ઝવેરી! પેલોજ કે, દોરાબ?" પેશતનજીએ દોરાબને પૂછ્યું.

"હા, બાવાજી, તેજ ચંડાલ!" દોરાબે જવાબ દીધો, અને તેઓ એક બીજાના મો જોતાં બેઠા.

"ઠીક! એ તો આપણા સંકજામા છે! બોલો શેહેરાં, તમારી શી વાત છે તે મને બધી કહો"

શેહેરાંએ પેશતનજીની આગળ પહેલેથી તે છેલ્લે સુધી સઘળી વાત કહી સંભળાવી.

"છટ! છટ! છટ! બે જવાન છોકરીઓ પોતાનાં નામ બદલીને આવી રીતે બીજાઓને હમબગ કરે! છટ! એ તદન ના પસંદ વાત છે!" પેશતનજી શેહેરાંની વાત સાંભળીને ના પસંદગીનો દેખાવ કરી બોલ્યા, અને પૂછ્યું "શું એ કાંઇ સાડી પોલકો હતો કે એક જન ઉતારીને બીજું પહેરે? વળી, કાયદાની નજરે જોતાં એ મોટો ગુનાહ કહેવાય, અને એને માટે શિક્ષા મોટી છે."

"નહિરે! વકીલ સાહેબ, ગુનાહ શો બજ્યોછ! કાંઇ ખાનગી મતલબને ખાતર આપસ આપસમાં નામ બદલ્યાં, તો તેમાં સામા ધણીને નુકસાન શું થયું, ને તેની દોલત શું લુટાઈ ગઇ? " શેહેરાંએ હસીને પોતાના વાકની ગંભીરતા ઘટાડવાની કોશેશ કરી.

"પણ, હવે જે થયું તે તો થયું! હવે ભવિષ્યમા કોઇ દહાડે એવા ચેડાં ના કહાડતાં!" વકીલે ધમકાવીને કહ્યું.

"નહિરેજી! આ એક વખતમાંજ ધરાઇ ગયાં છીએ, અને અમને નામ ટકાવી રાખતાં જે મુશ્કેલી પડી છે તે તો અમેજ જાણીએ છીએ!"

"વારૂં, આ તમારી મેહેરાંના બેરામ ઝવેરીને હું બરાબર પીછાણું છું. એ બિચારી તેના હાથમાં કેવી રીતે ફસી!"

"પોતાના ભાઇને ખાતર, તેને બચાવવાને ખાતર," શેહેરાંએ સોહલ વિષેની સઘળી હકીકત પેશતનજીને આ તબકકે કહી સંભળાવી, અને એ સઘળી વાત પેશતનજીએ પોતાની ઉમર અને ધંધાને છાજતી ગંભીરાઇથી સાંભળી.

"પેસતનજી બાવા, જો બેરામજી ઝવેરી મેહેરાંને પરણવાની ફરજ પાડશે, તો તમારો દોરબશાહ દુઃખી થશે," શેહેરાંએ વચમાં ટાહુકો પૂર્યો.

"મારો દીકરો પોતાની મરજીની છોકરી સાથે પરણે તે જોતાં હું ઘણો રાજી છું. હું એને હવે સંસારમાં પડેલો જોવા માંગું છું; પણ એણે મને આવીને કહયું કે શેહેરાં બાનું મને ઘણી ગમે છે, ત્યારે મેં વાંધો ઉઠાવ્યો હતો, પણ હવે મને વાંધો નથી."

"કાંય, હું શું એવી મોટી આવી?" શેહેરાં હસીને બોલી," અને હવે મારા બપાવાની વરસી પછી જો જાલ પરવીઝ સાથે મારા લગ્ન નહિ થાય, તો પછી મારી સ્થિતિ કેવી?"

"તમે કેમ જાણ્યું કે જાલ પરવીઝ સાથે તમારાં લગ્ન નહિ થશે? એકદમ ઉતાવળે છેવટ લાવવું ઠીક નહિ. તેની સાથે તમને મેલાપ થયો એમ મને મીસીસ ઓલીવરે લખ્યું હતું," આટલું બોલીને મો. પેશતનજી વાડીઆ હસવા લાગ્યા, તે ઉપરથી શેહેરાં પામી ગઇ કે મી૦ પેશતનજીએ પોતે તેમનો મેલાપ કરાવવાનું ચોકઠું ગોઠવ્યું હતું, અને તેથી બોલી," અહ! હવે સમજ પડે છે! તમે ચોકઠું ગોઠવ્યું હતું, નહિ?"

"એક બારગી મેં તેમ કર્યું પણ હોય, તો તેમાં મારી મતલબ ખરાબ હતી નહિ. માકાશાહની છેલ્લી મરજી પ્રમાણે તમે સગાંઓ સાથે થાઓ, એમ મારી ખરા દિલની ખાહેશ છે."

"પણ વકીલ સાહેબ, માથેરાનમાં એક પારસીએ મેહેરાંને ઘોડાપરથી પડતાં બચાવી હતી, તેની સાથે મને ઘણી ઓળખાણ પડી છે અને તેને હું પરણવા કોલ આપી ચુકી છું."

આ સાંભળીને પેશતનજી વકીલે મોઢું કુમળાવ્યું, અને દીલગીર થયા, અને માથું હાથે દાબીને વિચારમાં પડયા. આ જોઇ શેહેરાં આ બુઢા વકીલ સાહેબની કાળજી માટે અંદરખાનેથી બહુ ખુશ થઇ અને બોલી, "વકીલ સાહેબ, તમને આમ દિલગીર થતાં જોઇ મને ઘણું લાગે છે, પણ જે થાય છે તે બધું તમારી મરજી પ્રમાણેજ થાય છે, કારણકે તે પારસી તમને અંજાણ્યો નથી."

"અંહ! ત્યારે તમારૂં કામ પણ સિદ્ધ થયું છે, આમ જાણીને હું ઘણોજ ખુશ છું. ચાલો, બિચારા મરનાર માકાશાહની છેલ્લી ખાહેશ પાર પડી! તેવણની મરજી ઘણીજ ઉમદા હતી, કારણ તેથી દોલત એકજ કુટુંબ માં જળવાઇ રહેશે."

"મને પૈસાવાળા સાથે પરણવાનો મોટો ધિક્કાર હતો. ફકત પૈસાનું તત્વ સંસારમાં સંપૂર્ણ સુખ આપતું નથી. જ્યાં બેના દિલ મળેલાં નહિ હોય ત્યાં પૈસો ઝેર સમાન છે."

"તે બધું ખરૂં, પણ તમે બન્ને છોકરીઓએ આપસઆપસમાં સજ્જડ તાગડો ઘડયો હતો! જો આમ કહીએ કે તમે એક ફારસ ભજી બતાવ્યો, તો તેમાં હું ધારૂં છું કે હું ખોટો નથી. બોલો, હજી કાંઇ બીજો તાગડો છે કે! હોય તો કહી દો, કે સાથે તેનો પણ નિવેડો લાવી મુકીએ," પેશતનજી વકીલ હસતા હસતા બોલ્યા, અને પછી કહ્યું, "મને મેહેરાંનો ભાઇ કોણ છે તેની આગળ લઇ જાઓ મને તેને એક બે બાબદના સવાલ પૂછવા છે, અને તેને મળ્યા પછી બેરામ ઝવેરીનો રસ્તો કરીશું."

"પણ વકીલ સાહેબ, બેરામ ઝવેરી આગળ ખુલાસો કરીએ, તે પેહેલાં મારૂં નામ મેહેરૂં, ને મારી સહીનું નામ શેહેરાં વાપરવાનું ચાલુ રાખજો."

"હું સમજ્યો! એમ કહોની કે હજી તમારો ફારસ પૂરો થયો નથી," પેશતનજી હસીને કહેવા લાગ્યા.

---

## પ્રકરણ ૩૬ મું.

અંજાણ આગળ અકડવાને રાખે અંદાજ નહિ,
ઓળખ આગળ અકળાઇને ચુચાં અવાજ નહિ.

બુઢ્ઢા વકીલ સાહેબે ડાકટર ભેસાનીઆંની ખાનગી ઇસ્પીટાલની ખાનગી મુલાકાત લીધી. ડાકટરે ખુલ્લું જણાવ્યું કે એના મન ઉપરથી ધાસ્તીનો બોજો ઓછો થાય, અને એને સારી હવામાં રાખવામાં આવે, તો સાજો થાય એવો સંભવ છે. પેશતનજીએ સોહલ સાથે વાત કરીને સોહલને તુરત પારખી લીધો, કે આ છોકરાએ નાદાની કીધી છે ખરી, પરંતુ એ કાંઇ ધંધાદારી લુચ્ચો નથી. તેમણે જોઇ લીધું કે જો આ સોહલ અને તેની બાયડી સારાં માણસોના સમાગમમાં ચાલુ રહે, તો સારો દેખાવ કર્યા વિના રહે નહિ, કારણકે જે માણસને સુધારો વધારો કરવાની તક નહિ મળી હોય તે કયાંથી સારો દેખાવ કરે? સોનું જમીનમાંથી નિકળે ત્યારે તે મટોડાંથી ખરડાયલું હોય છે. તેને સાફ કરીને પાલીસ કરે છે, ત્યારેજ ચળક આપે છે, અને તેવોજ હાલ સોહલ અને નાજાંનો હતો.

પેશતનજીએ દોરાબને આવીને કહ્યું, "દેવલાલીનાં સ્ટેશન માસ્તરની જગા ખાલી છે, અને તેથી બી. બી. ના અમલદાર મીસ્ટર રેથ્બીનસન

સાથે વાત કરીને મેહેરાંના ભાઇને રખાવ. એ અમલદાર આપણને ના નહિ પાડશે. આથી સોહલને સારી નોકરી મળશે, તેમજ દેવલાલીની હવાથી એની તબીઅતમાં ઘણો સુધારો થશે.

"હા, બાવાજી, મેહેરાં સાથે મારો સંબંધ નકી થાય, તો તેણીના ભાઇને સારે ઠેકાણે ગોઠવવો જોઇએ, તોજ આપણને સારૂં લાગે."

"અને તેમ થવુંજ જોઇએ. જો એણીનો ભાઇ રખડતો રઝળતો રહે, તો તેમાં આપણને નામોશી લાગે. ચાલો, હવે બેરામજી ઝવેરીને તેડીએ અને તેમની સાથે વાત કરીએ"

પેશતનજી વાડીઆએ જે વખતે બંગલામાં પગ મુકયો હતો, તે વખતે બેરામ ઝવેરી ત્યાંજ હતો પણ વકીલ જોય નહિ તેમ ત્યાંથી સટકી ગયો હતો. એક વાર શેહેરાંએ તેને તેડવા મોકલ્યો પણ તે આવ્યો નહિ. આથી પેશતનજી વકીલને ચીઠી લખવી પડી, અને તેથી તેને આવવાની ફરજ પડી હતી.

બધાં સાથે થયાં હતાં, સિવાય જાલ પરવીજ. ફકત તેનીજ ગેરહાજરી હતી. જાલ પરવીજ બેરામ ઝવેરીની સાથેજ રહેતો હતો, અને તેણે પણ વકીલની આવવાની વાત જાણી હતી, પણ તેથી તેણે પણ આવવાના અખાડા કર્યા હતા, પણ વકીલે તેના વગર કામ આમલ ચલાવવાનો ઠરાવ કર્યો.

બેરામ ઝવેરી દમમાં અને તાપમાંજ આવ્યો હતો. આવતાંને વાર મેહેરાં (તેની શેહેરા) આગળ જઇને હાથ લાંબો કીધો, અને બોલ્યો "કેમ ડિઅર શેહેરાં કેમ મને બોલાવ્યો?" પણ તેની શેહેરાં, તે આપણી મેહેરાં, તેણીએ તેને બીલકુલ કેહું આપ્યું નહિ, પણ ગંભીર ચેહેરે મુગીજ બેસી રહી, અને તેને હાથ પણ આપ્યો નહિ. મેહેરાં મનમાં ગભરાતી હતી, માટે તેણીનો ગભરાટ ઓછો થાય એવી મતલબથી શેહેરાં બોલી ઉઠી,

" બેસો બેરામજી, તમને જે કામ માટે બોલાવ્યા છે, તે સાંભળો, પછી શેહેરૂં શેહેરૂં કરીને અફ્ડજો," આમ બોલીને આપણી શેહેરાંએ તેનું ખુલ્લું અપમાન કર્યું.

"મી. બેરામજી, મને તમને ખુલ્લું કહેવા દો કે એક અગત્યની બાબદમાં આ છોકરીઓએ તમારી મશકેરી મજાક કરવાના ઇરાદાથી તમને ઠગ્યા છે. અલબતાં મને કબુલ કરવું જોઇએ, કે એ છોકરીઓની ઉમર નાની છે, અને તેથી નાદાનપણામાં મશકેરીની હદ કેટલી રાખવી, તે એ લોક સમજી શકયાં નથી. ટુંકમાં કહું તો એ લોકે તમને 'હમબગ' કર્યા છે. તમે આ છોકરીને શેહેરાં હાંક મારો છો, પણ એનું ખરૂં નામ મહેરાં છે. ખરી શેહેરાં આ છે. એ છોકરીના બપાવાનો હું વકીલ હતો, ત્યારથી હું એ છોકરીને ઓળખતો આવ્યો છું. તમને 'હમબગ' કરવા માટે આ છોકરીઓ તરફથી હું દિલગીરી જાહેર કરૂં છું."

"મી૦ બેરામજી ઝવેરી, હું ઘણી દિલગીર છું કે અમે તમને બનાવ્યા," શેહેરાં બોલી.

"પણ આ દુકતી કેમ નથી બોલતી?" આવા શબ્દો બોલીને બેરામ ઝવેરી પોતાનો જાતી નિચ સ્વભાવ દેખાડીને આ છોકરીને સંખ્યાબંધ હલકા શબ્દો લગાડવા લાગ્યો, જે શબ્દો અત્રે ઉતારી લેવાની જરૂર નથી, પણ તેને અટકાવીને દોરાબ બોલ્યો, "મી૦ ઝવેરી, બાનુઓ માટે એવા હલકા શબ્દો બોલનાર પોતે હલકો હોવો જોઇએ. આવા શબ્દો વાપરતાં તમને શરમાવું જોઇએ."

દોરાબને મુક્કી દેખાડતો બેરામ ઝવેરી ઊંડાઇને બોલ્યો, " બચ્ચા, તું આ છોકરી સાથે દિલલગી કરતો હતો, નહિ વારૂં ? ચાલ, હવે એની સાથે પરણી જા, જોઉં વારૂં ? મને એવી નાચની છોકરી નહિ જોઇએ! વળી, એવી ભીખારી છોકરી મારા ઘરને લાયક નહિ કહેવાય."

"ત્યારે, તમારા બોલવા ઉપરથી અમારે એમ સમજવું જોઇએ કે મેહેરાંએ તમને પરણવાનો કૉલ આપ્યો છે, તેમાંથી તમે એને મુકત કરો છો ?" પેશતનજીએ બેરામને પૂછયું.

"હવે એના ભાઇ, પેલા ચંડાળ ચોરને હું બરાબર સ્વાદ ચખાડીશ. હું આ છોકરીને દેખાડી આપીશ કે મારા જેવા એક નામચીન વેપારીને ઠગવામાં કશો સાર નથી. નહિ નહિ! હું એ છોકરીને એના આપેલા કૉલ-માંથી છુટી કરતો નથી. ખરૂં પુછો, તો આ છોકરી (મેહેરાંને દેખાડીને) બહુ ગરીબ છે, પણ આ છોકરી ( શેહેરાંને દેખાડીને ) બહુ શેતાન છે. આ બધું જે થયુ છે તે આ શેતાન છોકરીનું કારસ્થાન છે એમ હું માનું છું. શેહેરાં નહિ તો મેહેરાં, મને કોઇથી નામ ચાલશે. કાંઇ ફિકર નહી, ગરીબ તો ગરીબ, પણ હુંજ એ છોકરી સાથે પરણીશ, આ તમારા છોકરા દોરાબના હાથમાં એ છોકરીને જવા દેઈશ નહિ," બેરામ ઝવેરી હાંડા માસ્ટરને છાજે તેવા દમામ અને તોરથી બોલ્યો.

આવી તેની ધમકીથી બિહને મેહેરાંનો જીવ ફરી આવ્યો, અને તેણી બેશુદ્ધ થઇ પડી. તેણીને કોચ ઉપર સુવાડીને શેહેરાં તેણીની માવજત કરવામાં ગુંથાઇ, તે વખતે પેશતનજી બેરામ ઝવેરીને બાજુએ લઇ ગયા અને પોતાની નોટ-બુક કહાડીને ચશ્મો ચઢાવીને બોલ્યા, "મી૦ બેરામજી, મ્હારે તમને એક બે અગત્યની વાત કહેવી છે. તમે સમજતા લાગો છો કે હું તમને ઓળખતો નથી. નહિ, પણ હું તમને સારી પેઠે ઓળખું છું. એક બે વાર આપણે સાથે મળ્યા છીએ. જો તમે ભૂલી ગયા હોવો તો હું તમારી યાદદાસ્ત શકતી તાજી કરવા રાજી છું. પેલા કાલબાદેવીવાલા બાબુ સુરનેન્દ્રનાથના હીરા ચોરાયા હતા તેની તમને યાદ આવે છે? વળી એક રામદાસ વાણીઓ તમને મળવા આવ્યો કે તુરત આપઘાત કરીને મરણ પામ્યો. તે બનાવ યાદ છે કે ભૂલી ગયા? વળી ૫૦૦ ટકાનું વ્યાજ કોઇનું દહાડે તમે સાંભળ્યું છે?"

"એ બધું મને સમજાવીને તમે કહેવા શું માગો છો તે હું સમજી શકતો નથી," બેરામે દમમાંજ જવાબ દીધો, અને જાણે અપમાન થતો હોય તેમ તે હાથપગ અફાળવા લાગ્યો,

"જરા ધિરજથી સાંભળો ! ત્યાર પછી મારી પાસે કેટલીક બાતમી મળી છે, અને તે સઘળી મેં એકઠી કરી છે, અને જો એ બધી બાબદ જાહેરમાં લાવું તો તેમાં તમને ઘણું લાગતું વળગતું છે. ટુંકમાં, હું કહું છું કે તમે સોહરાબ સરકારી અને મેહેરાં સરકારીના માર્ગમાંથી તદન હટી જાઓ, પણ જો તમે હુજ્જત કરીને સોહરાબને હેરાન કરવાનો ઇરાદો દેખાડશો, તો પછી મને જેમ વાજબી લાગશે તેવાં પગલાં ભરીશ. વળી, કાયદાથી પણ મેહેરાં તમારા હાથમાં આવી શકશે નહિ, કારણ કે તમે ધમકીથી વચન લીધો છે"

બેરામ ઝવેરી ગભરાયો ખરો, પણ હિમ્મત પકડીને બોલ્યો, "હું હાલ જવાબ આપી શકતો નથી. મને વખત આપો, વિચાર કરીને જવાબ આપીશ."

"ઠીક છે, ચોવીસ કલાકનો 'ટાઇમ' આપું છું," પેશતનજીએ તેને વિચાર કરવાનો વખત આપ્યો.

બેરામ ઝવેરી પાઘડી હાથમાં લઇને ત્યાંથી ચાલતો થયો, ત્યારેજ બાપ દીકરાએ અગાઉથી ધારી લીધું કે હવે બેરામ ઝવેરી તું-તાં કરશે નહિ.

---

## પ્રકરણ ૩૭ મું.

નેક આચાર-વિચાર ચેડાં કાહાડે તરછોડી,
ઇજતને તે ચાહે વધુ, જર ઇચ્છા બહુ થોડી

"હવે, શેહેરાબાનુ," બુઢા પેશતનજી બોલ્યા, "મેં જાલ પરવીઝ ઉપર મારા ધંધાની રૂહે લખ્યું છે કે મને આજે અહીં મળે, જેથી માકાશાહનાં 'વિલ' નો રૂડચો કરીએ."

"ઠીક છે, વકીલ સાહેબ," શેહેરાંએ જવાબ દીધો અને મનમાં ગભરાવા લાગી કે હવે ઉંટડો કયી તરફ બેસે છે તે જોઇએ. મામલો છેક હદસુધી પોંહોંચ્યો હતો, અને જ્યારે જાન્ન પરવીઝને શેહેરાંના નામ બદલવાની વાત માલુમ પડશે, ત્યારે તે શું કરે છે, તે જોઇએ.

થોડી વારમાં જાલ આરટીસ્ટ ત્યાં આવી પુગ્યો. શેહેરાંબાનુ સાથે પોતાની તરફથી રીતસર ઓળખ કરાવવા વકીલે તેને બોલવ્યો હતો. તેણે શેહેરાંબાનુને ઘણીવાર દીઠી હતી, અને તેણીની સાથે હસ્યો બોલ્યો હતો, અને ટેબલપર અનેકવાર સાથે જમ્યો હતો, તે છતાં તેણે કોઇ દિવસે પણ માકાશાહનાં 'વિલ' વિષે વાત છેડી હતી નહિ. આજની તેની મુલાકાતનું કારણ એ હતું કે વકીલ સાહેબને મળીને જે ફડચો થાય તે કરવો, અને તે નિશ્ચય વિચાર કરીને આવ્યો હતો કે ' મારે શેહેરાંબાનું સાથે પરણવું નથી,' પણ જ્યારે પેશતનજી વકીલે જાલની વકી ઉપરાંત અને તેની અજાયબી વચ્ચે આપણી શેહેરાં સાથે તેને ઓળખ કરાવી, ત્યારે અને તેજ વખતે શેહેરાંને વચમાં બોલવું પડયું, "જાલ, હું તને કહી ચુકી છું કે એક ચોક્કસ ભરમ છે, અને તે ભરમ એ છે કે હું મેહેરાં નહિ પણ શેહેરાં છું"

આ વાત જાણીને તેની શુદ્ધ ઉડી ગઇ, તેની અજાયબીનો પાર રહયો નહિ, અને તે પોતે જાગૃત હતો કે ઉંઘતો હતો તે પણ કહી શકયો નહિ.

"ફિકર નહિ, પણ તમે નામ બદલ્યું તે જાણી જોઇને મારે લીધે નહિ બદલ્યું હતું, એવી મને ખાતરી આપો, તો તે બસ છે," જાલે આખરે વિચાર કરીને જવાબ દીધો.

હવે શેહેરાં શો જવાબ આપે ? જવાબ આપવા માટે તેણીએ હોઠ ઉઘાડયા, પણ મોઢું પાછું બંધ થયું, અને શો જવાબ આપવો તેના ગભરાટમાં પડી.

"શેહેરાં, જો મને ખાતરી આપો કે મને ઠગવાનો તમારો ઇરાદો નહિ હતો, અથવા નામ બદલીને મારી પરિક્ષા અને તપાસ લેવાની તમારી મતલબ ન હતી તો તમારી તરફથી એટલી ખાતરી મને બસ થશે, પણ એવી ખાતરીથી ભરેલો ખુલાસો આપી નહિ શકશો તો મને તમારાથી છૂટું પડયું પડશે, કારણ, કે મને મારી બાકીની જીંદગીમાં યાદ આવ્યા કરે કે મને ઠગીને તમે હાથમાં લીધો, તો તેવી યાદ મને સદા દુઃખ દેશે"

"જાલ, મારી ઉપર વિશ્વાસ રાખતા હોવો તો રાખો. હાલ વધારે કાંઇ કહી શકતી નથી. જો તમને ઠીક લાગતું હોય તો ભલે છૂટા પડો," શેહેરાંએ તેને કહ્યું.

"ત્યારે હું ધારૂં છું તેમજ છે, કે નામ બદલીને તમે મારી પરિક્ષા લીધી. બોલો, કહો, નામ બદલવા અગાઉ તમે મારો વિચાર નહિ કર્યો હતો ?"

"હા, નામ બદલતી વખતે તમારો વિચાર મને હતો, એટલું હું ના પાડી શકતી નથી," શેહેરાંએ સાચો જવાબ આપવાની જરૂર દીઠી.

"ત્યારે, વખતે હું તમારાં હાથે ઠગાતે. સારૂં થયું કે આટલો ખુલાસો હમણાથી થયો, નહિ તો આ બાબદથી હું સદા અજાણ્યો રહેત."

"નહિ, એમ ના કહો. હું એ બાબદનો ખુલાસો તમારી આગલ કરવાની તક શોધતી હતી," શેહેરાં સાચું બોલી.

" મને આ બાબદનો એટલો ગુંચવાડો લાગે છે ! અને વળી એ વાતનો મને અગાઉ સેહેજ પણ ખ્યાલ નહિ હતો. હું હજી આ બાબદ બરાબર સમજી શકયો નથી. તમે પોતે કબુલ કરો છો કે તમે મને ઠગવાના ઇરાદાથી નામ બદલ્યું. હું દિલગીર છું કે આની રીતે ઉલથાપ આપીને તમે વાડી વજીફાની વેહેંચણી થતી અટકાવવાનો ઇરાદો રાખ્યો. પૈસાને

ખાતર પરણવાના વિચારને હું હમેશાં ધિક્કાર સાથે મારાં મનમાંથી હાંકી કાહાડું છું. ઠીક, વકીલ સાહેબ, માકાશાહની દોલત સઘળી આ શેહેરાંને આપો. મને તેમાંથી અરધી જોઇતી નથી. 'વિલ' પ્રમાણે જે કંઇ મને મળી શકતું હોય, તે પણ મને નથી જોઇતું. તે બધું શેહેરાંને આપો. સાંભળો, હું શેહેરાં સાથે માકાશાહની છેલ્લી મરજી મુજબ પરણવાને ના પાડું છું."

"ઓહ! જાલ! મારી ઉપર ગુસ્સે ના થાઓ! આ પ્રમાણે તરછોડ ના કરો!"

"હું જાણું છું, શેહેરાં! આટલું યાદ રાખજે કે સચ્ચાઇ સાથે ચેડાં કહાડવાનું પરિણામ માઠું આવે છે. વકીલ સાહેબ, જે મને કહેવું હતું તે મેં તમને કહ્યું છે. વાસ્તે સાહેબ મેહેરબાન," આટલું બોલી જાલ ત્યાંથી ચાલી ગયો.

---

## પ્રકરણ ૩૮મું.

### પગ તળે મોહોત ભમે છે.

ધમકી આપી લાલચ દીધી, અજમાવી જોયા પાસા,
ભમ્યું મોત જેને માથે, સફળ તેની નહિ આશા.

સાંજે દોરાબ વાડીઆને એક કાગળ મળ્યો. કાગળની નીચે સહી નાજાં સોહરાબજીના નામની હતી. દેખીતી રીતે તે કાગળ સોહલની બાઇડી નાજાં તરફથી આવેલો હતો. તેમાં લખેલું હતું કે બેરામજી હોરમજી ઝવેરી સોહલ આગળ આવીને ધમકી આપી ગયા છે કે હું તને પોલીસને સ્વાધીન કરીશ, વાસ્તે મને ઇસ્પીટાલની બાહેર નાકાં ઉપર મળી જજો. દોરાબ

વાડીઆએ પોતાના ભવિષ્યના સાળાને એકવાર મળીને ધિરજ આપી હતી, પણ આ કાગળ ખરેખર બાઇ માણસના હાથનો હોય એમ લાગતું હતું નહિ. તેને આ અક્ષર નાજાંના લાગ્યા નહિ. વખતે તેણીએ કોઇ પાસે કાગળ લખાવ્યો હોય, આમ ધારીને તેણે તે કાગળ ગજવામાં મેલ્યો, પણ આ કાગળની વાત તેણે કોઇને કહી નહિ. હાસ્પીટાલના રસ્તાના નાકા ઉપર મળવા લખેલું હતું તે દોરાબને નવાઈ જેવું લાગ્યું.

રાતે સાડા આઠ વાગતે, જમવાની ટેબલ છોડયા પછી તુરત, જરા બાહેર વૉક લઇ આવું છું એવા બાહાને તે હાસ્પીટાલના રસ્તાના નાકા તરફ ચાલ્યો, પણ ત્યાં નાજાં કે નાજાનો ભૂત પણ હતો નહિં. ઓરતોની અક્કલ ઉપર આફરીન કરતો એક બે મિનિટ ઉભો, તેટલામાં સામેથી બેરામ ઝવેરી આવ્યો. દેખાઇતી રીતે તે દોરાબને મળવા આવ્યો હતો, પણ જૂઠું બોલ્યો, "ઓહ! વકીલ સાહેબ, તમે મને અહીં મળશો એવી મેં વકી રાખી હતી નહિં."

"ત્યારે તમે અહીં કેમ?" દોરાબે પૂછ્યું.

"જરા રાતે રખડવા નિકળ્યો છું. તમને પણ રાતે રખડવાનો શોખ હોય એમ લાગેછે," બેરામ ઝવેરી પોતાનો નિચ ખવાસ દેખાડતો બોલ્યો.

"આજે સહવારે તમે ખૂબ આતશની માફક તપી ગયા હતા, અને હમણા ઠંડા બરફ જેવા કેમ?" દોરાબે હસીને પૂછ્યું.

"મેં વકી નહી રાખેલી તેવી વાત સાંભળી, ત્યારે મને ગુસ્સો ચઢયો, પણ મરદને ગુસ્સો કેટલીવાર છાજે? અરધો કલાક પછી થઇ ગયો. વારૂં પેલા જાલ પરવીઝને આ છોકરીઓના તાગડાની ખબર પડી કે નહિ? મને નહિ લાગતું કે એ છોકરીઓની આવી વર્તણુંક તરફ તે આંખ મીંચામણા કરે."

દોરાબે તેને કંઇ જવાબ આપ્યો નહિ, પણ સાહેબજી કરીને આગળ ચાલવા માંડયું, પણ બેરામે તેને હાથ પકડીને ઉભો રાખ્યો, અને બોલ્યો, "શેઠ જરા થોભો, આજે મારો દહાડો પડતો આવ્યો હોય તેમ દીસે છે. હું ધારૂં છું કે તમે મારી સાથે વાત કરવા ઉભા રહેવા પણ રાજી નથી. મેહેરબાની કરીને જરા થોભો, હું તમારી સાથે કાંઇ અગત્યની વાત કરવા માગું છું."

"બોલો, વખત થાય છે," દોરાબે ટુંકમાં જવાબ દીધો.

"વખત શાનો? માટીડાઓ આખી રાત બાહેર ફરે તે માટે કોઇને બોલવાનો કશો હક નથી. વળી ચાંદરણું ઘેરવાની મજાહ કેવી સરસ લાગે છે!"

દોરાબ તેની આગળથી ચાલી જવા ઘણો ઇંતેજાર હતો, પણ હાથ પકડી પકડીને બેરામ તેને થોભાડતો હતો. તેણે કહયું, "જુઓ, દોરાબ, તમારા બાવાની વાત ઉપરથી હું આજે આખો દહાડો થયો વિચારમાં પડયો છું. તમારા બાવા ધારે છે એટલું ખોટું મેં કાંઇ કીધું નથી, તે છતાં તમારા બાવા પાસે જે વિગતો હોય તે જાહેરમાં તેવણ નહિ લાવે તો મેહેરબાની"

"તમો કહોછ કે ખોટું કીધું નથી, પછી તમને ડરવાનું શું કારણ?" દોરાબે તોરમાંજ જવાબ દીધો.

"દોરાબ શેઠ, મારા મેહેરબાન વકીલ સાહેબ, આપણે તો જુના દોસ્ત થઇએ, એમ મારી સાથે ગરમ થઇને વાત ના કરો. ધંધો કરતાં તેમાં ઉથલ પાથલ અને ગોટાલ પીટાલ તો થાય. એમ મેં એકલાએજ કર્યું, એમ ના સમજો. બધા કરે છે. જુઓ અમારા રૂપીઆ ... હતા, તેના બદલામાં ઝવેરાત રાખેલું, પછી તે ધણી પાસે ઝવેરાત ગમે તેમ આવ્યું હોય તેનું અમે શું કરીએ? હું કાયદાના સપાટામાં આવું

તેમ નથી, છતાં એવી વાત મારા નામ સાથે બાહેર આવે તે લોક શું સમજે ?"

"તમે ઘડી ઘડી કહો છો કે ખોટું કાંઇ નથી કર્યું, ગેરકાયદાથી કાંઇ નથી ચાલ્યા, વળી કાયદાના સપાટામાં આવો તેવું પણ કાંઇ નથી, તે છતાં તમે બીહોછો શા માટે?" દોરાબે જવાબ દીધો.

"જો દોસ્ત, તમારા બાવાને સમજાવો કે એમાંથી અલગ થઇ જાઓ. તમારા બાવાને એમાં વચમાં પડવાની શી મતલબ? વળી, મારાં મનને ગમતી છોકરી હું પડતી મેલું તે પણ કેમ બને ? તે છોકરી પણ મારી સાથે પરણવા ઘણી ખુશ છે, તે છતાં તમે વચમાં મને નડો છો, તેનું શું કારણ?"

"તમે કેમ જાણ્યું કે તે છોકરીની ખુશી છે ? ફક્ત બિહકની મારેલી હતી, તેથી તેણીએ નાખુશી છતાં હા કહી," દોરાબે હવે નેણ ચઢાવી તેને જવાબ દીધો.

"બાપુ, તમે કબાબમાં હાડકાની માફક નડયા, નહિ તો એ તો મારી સાથેજ પરણતે. કહોની મારાથી સરસ વર એ છોકરીને કયાંથી મળવાનો ?"

"ખરી વાત, ખરી વાત: તમે નહિ જન્મ્યા હતે, તો બિચારીને કુંવારીજ રહેવું પડતે. બેરામજી શેઠ, જાઓ, તે છોકરીને બધી વાત સ-મજાવો. મારી આગલ આ વાત ફરીથી કરશો ના. છોકરીની મરજી પ્રમાણે થશે."

"જો દોસ્ત, તમને હું એક છેલ્લી વાત કહું તે સાંભળો. મારો ધંધો બહુ ધીકે છે, અને તેમાં મોટો તડાકો પડે છે, જો તમે મેહેરાનો પીછો છોડી દો, તો હું તમને ધંધામાં ભાગ્યા કરૂં. તમને દર વરસે હજારા રૂપીઆ મળશે," બેરામ ઝવેરી દોરાબને ઉલ્લુ સમજીને લાલચ આપવા લાગ્યો.

"જાઓ, મારા સાહેબ, એવી લાલચ કોઇ નબળા પોચાને આપો મારા ધંધામાં મને શું ઓછું મળે છે કે હું તમારા ધંધામાં ભાગ્યો થાઉં ? વળી વકીલના ઓદ્દાની રૂહે મારાથી બીજો ત્રીજો ધંધો થાય નહિ"

દોરાબે તુચ્છકારથી જવાબ વાળ્યો.

"ઠીક છે, ત્યારે હું કહું છું તે તમારા બાવાને કહેજો, એ છોકરીને હુંજ પરણીશ એ ખુબ ધ્યાનમાં રાખજો, અને તમારાથી થાય તે કરો, ને મારાથી થશે તે હું કરીશ," બેરામ ઝવેરી, જે નફ્ટ હતો તે બોલ્યો.

"તમે પોતે આવીને મારા બાવાને જે કહેવું હોય તે કહો. હું કંઇ તમારો નોકર નથી, કે તમારો હુકમ બજાઉં," દોરાબે ધિક્કાર સાથે આ જવાબ આપ્યો, અને ત્યાંથી ચાલતો થયો.

"દોરાબે ચાલવા માંડયું, ત્યારે બેરામ ઝવેરીએ પોતાની રાબેતાની હાંડામાસ્ટરની માઠી રીતી દેખાડીને મોટેથી બૂમ પાડીને કહ્યું, "જોઉંછ, બચ્ચા, તું એ દુકતી સાથે કેમ પરણેછ!"

દોરાબે આવા તોછડા અને તરખડા માણસને વધારે જવાબ આપવાનું દરૂસ્ત ધાર્યું નહિ. તે બંગલે પગે ચાલીને ગયો. તે વખતે ૧૨ વાગી ગયા હતા.

આ ઉપરથી વાંચનારે અટકળ કરી હશે કે નાજાંની સહી સાથની ચીઠી લખનાર બેરામ ઝવેરી પોતે હતો

બીજે દહાડે ઉઠતાંને વાર સઘળાંઓને ખબર મળી કે, જ્યાં રાત્રે દોરાબ અને બેરામ ઝવેરી સાથે મળ્યા હતા, તેની થોડેક દૂર, બેરામ ઝવેરી પડીને

મરણ પામ્યો હતો. જુરીમાં એવું ઠરયું કે રસ્તા ઉપર પડવાથી હૃદય ચાલતું બંધ થયું હતું. ખરી વાત તો આ હતી કે તેણે રાતની એકાંત વખતે દુરથી દોરાબ સાંભળે તેમ મોટેથી ઘાંટો પાડયો હતો, તેથી તેના ગળાંની નસ તુટી ગઇ હતી અને તેથી તે તમ્મર ખાઇને જમીનપર પડયો હતો, અને તુરત મરણ પામ્યો હતો.

---

## પ્રકરણ ૩૯ મું.

### સુખી સેવટ.

માનવ ઇચ્છા કરે ને હરી કરે ફળીભુત,
હરી ઇચ્છા હો ન તો માનવ થાય હડધુત.

મુંબઇના પેડરરોડ ઉપર આવેલા બંગલામાં શેહેરાં નિચી અને ઝુળતી મુંઢીએ ભરવા બેઠેલી છે. હાલ, તેણી અગાઉ હતી તેના કરતાં વધારે લેવાયલી સુકાયલી અને ફીકફી દીસે છે. પેશનતજી વકીલના બંગલામાં તેણી પોતાની સહી મેહેરાં સાથે બેઠેલી છે, જેણી હાલ મીસીસ દોરાબશાહ પેશતનજી વકીલનાં નામથી ઓળખાય છે. પોતાના લગ્ન થયા, પણ તેણી શેહેરાંને એકલી મુકતી નથી. હાલ પરણેલી જીંદગીમાં મેહેરાનું રૂપ તદન બદલાઈ ગયું છે, અલબતાં ઘણું શોભીતું થયું છે. તેણીનુંભાગ્ય ચઢતું છે, અને તેથી તેણીને આવો દોઢીઆત્રાળો વર મળ્યો છે. હાલ મેહેરાં બહુ ઠાઠમાઠમાં ફરે છે, પણ તેણીની સહી શેહેરાંએ તદન સાદાઇ અખત્યાર કરી છે.

લગ્ન પછી દોરાબ થોડા દિવસ આજારી પડયો હતો, અને સાજો થયા પછી તે બાહેરગામ હવા ખાવા ગયો, ત્યાં પણ મેહેરાં પોતાની સહી શેહેરાંને સાથે લઇ ગઇ હતી.

તેઓ આ પ્રમાણે ઉડવાડા અને નવસારી થોડા થોડા દહાડા રહીને સુરતમાં જઇ રહયાં, અને મેહેરાંના બાપદાદાના ઘરમાં જઇને ઉતર્યાં હતાં.

એક દહાડો મેહેરાં અને દોરાબ બીઝીક રમવા બેઠાં હતાં, તેવારે શેહેરાના મનમાં આવ્યું કે જઇને પડોશમાં આવેલા પોતાના વજીફામાં પોતાના હાથનાં રોપેલાં ઝાડો હજી જીવે છે કે મરી ગયાં છે તે જઇ જોવાં. જેમ કોઇ એક માણસને પોતાનું વતન જોવાની હોંશ થાય, તેમ શેહેરાંને પોતાના બંગલાની તેમજ વાડીની મુલાકાત લેવાની હોંશ થઇ હતી, અને વાંચનારને ખબર છે કે આ વાડીવજીફો મેહેરાં સરકારીના ઘરની પડોસમાંજ આવેલાં હતાં.

ત્યાં જઇને તેણી પોતાનાં હાથે રોપેલાં ગુલાબનાં ઝાડોની તપાસ લેતી હતી, તેટલામાં ત્યાં કોઇનાં પગલાં સાંભળીને તેણી ચોંકી, અને પાછું ફરીને જોય છે તો જાલ પરવીઝને તેણીએ દીઠો.

"માફ કરજો, શેહેરાંબાનુ, મને સેહેજ પણ ખ્યાલ હોત, કે તમે અહીં આવેલાં છો, તો હું આ જગે તમને અડચણ કરવા કદી આવત નહિ."

"નહિજી, મને કાંઇ અડચણ થતી નથી."

તેઓએ કુદરતી રીતે એક બીજાને 'શેકહેન્ડ' કીધી, અને પછી શેહેરાં બોલી, "દોરાબશાહ વાડીઆ સાથે આજે કેટલાક દહાડા થયા અમે સુરતમાં ઉતરેલાં છીએ. આજે મારૂં મન થયું કે મારાં હાથે રોપેલાં ઝાડની તપાસ લઉં, અને તેથી અહીં આવી છું."

"હું પણ મારા વડવા માકાશાહનો વાડીવજીફો કેવો છે તે જરા જઇને જોઉં. એવી મતલબથી અહીં આવ્યો હતો.–ખરેખર બહુ ખબસુરત વાડી વજીફો છે!" જાલ ખુશ થઇને બોલ્યો અને પૂછી

શેહેરાને પૂછયું, "દોરાબ વકીલ સીક છે, એમ મેં સાંભળ્યું હતું, હાલ તે કેમ છે?"

"તદન સારી પેઠે છે. હું એ લોકની સાથેજ મુંબઇમાં રહું છું".

"મુંબઇની હવા તમને માફક આવતી હોય એમ લાગતું નથી, કારણકે તમારો ચેહેરો બદલાઇ ગયો છે!" જાલે શેહેરાંની હાલત જોઇને કહ્યું.

"અને તેનું કારણ છે કે હું હાલ ઘરમાંજ ભરાઇ બેસું છું, અને ખુલ્લી હવામાં બિલકુલ ફરતી નથી. બાહેર જવા ગમતુંજ નથી," શેહેરાંએ જવાબ દીધો.

જાલ પરવીઝ શેહેરાંનું મો જોતો કેટલીક વાર ચુપ ઉભો રહ્યો, અને પછી બોલ્યો, "શેહેરાં, તેં મને એકજ બાબદમાં ઘણો નાસીપાસ કીધો હતો!"

"જાલ, થયું તે થયું, ગઇ ગુજરી વાત પાછી સાંભળીને હું વધારે દુઃખી થઇશ, માટે એ વાત કહાડો ના!"

"નહિ નહિ, હું તારી નામ બદલવાની વાત વિષે નથી બોલતો શેહેરાં તને ખબર છે કે આપણા વચ્ચે એવી ગોઠવણ થઇ હતી કે મને ગુસ્સો આવે તોપણ એકવાર મળ્યા વગર ચાલી જવું નહિ, એ ગોઠવણ તને યાદ છે?"

"પણ તમે તો બોલ્યા કે હું એકદમ પુનેથી ઉપડી જાઉ છું, તેથી મેં તમારી ઉપર ચીઠી લખી નહિ, લખું તો કયાં લખું?"

"હું મારા વચન પ્રમાણે બે દહાડા થોભ્યો હતો, અને આપણી મળવાની જગે સહવાર સાંજ જતો હતો, એવી આશામાં કે તું મળી જાય."

" હું આ સાંભળી દિલગીર છું, પણ હું પોતે એટલી નાસીપાસ થઇ હતી, કે મને કોઈ પણ બાબદનું કાંઇએ ધ્યાન રહ્યું હતું નહિ," શેહેરા બોલી.

" ઠીક, શેહેરા. પાછળથી વિચાર કરતાં હું એવા ઠરાવ ઉપર આવ્યો હતો તારી એક નિરદોષ નહાનીઅતને માટે મારે આટલી હદ સુધી ગુસ્સે થવું નહિ હતું, વાસ્તે જો મારાં પગલાંથી તને કાંઇ દુઃખ થયું હોય તો મને માફ કરજે. "

" વાંક બધો મારો છે, વાસ્તે મારી નાહાનીઅતને લીધે મારે તમારી માફી ચાહવી જોઇએ, " શેહેરા બોલી.

જાલ પરવીઝના મનમાં આવ્યું હતું કે વાડીવજીફો કેવો છે તે જાઇને જોઉં પણ ખુદાનું ચાહવું એવું હતું કે આ ખરાં જીગરથી જોડાયલાં જોડાંને સાથે મેળવવાં એમાં ખુદરતનો હાથ હતો, તે કોઇથી ના પાડી શકાશે નહિ, અને ખુદરતની બક્ષિસથી તેમના મેલાપથી તેમને થયલી નાસીપાસી દૂર થઇ, અને આ મેલાપનું પરિણામ સમાધાની અને સલાહમાં આવ્યું.

જ્યારે શેહેરા સાથે જાલને દોરાબે અને મેહેરાંએ દીઠાં. ત્યારે તેમની અજાયબીનો અને તેમની ખુશાલીનો શો પાર ?

તેઓએ જાલને ત્યાંજ થોડા દિવસ રાખ્યો, અને એક અઠવાડિયામાં સુરતના આતશબેરામમાં ધામધુમ વગર શેહેરા અને જાલની શેહાદી થઇ.

જ્યારે પેશતનજીને મુંબઇ ખબર કરવામાં આવી કે જાલ અને શેહેરાં પાછાં સાથે મળ્યાં છે, અને પરણી ચુક્યાં છે, ત્યારે, દોરાબ જેઓ ખુશ થયો હતો તેના કરતાં તેઓ વધારે ખુશી થયા હતા.

આ લગ્નથી મરનાર માકાશાહનાં વિલની કલમ મુજબ વાડીવછેરો અને દોલત કુટુંબમાંજ સચવાઇ રહ્યાં.

મેહેર અને દેરાબ અને શેહેરો અને જાલ આજે મુંબઇમાં ઘણી જાહોજલાલીથી રહે છે, અને એ લોકને ઇનસાફ કરવા માટે લખવાની જરૂર છે, અને જારે તેમના લગન પછી આ વારતા કેટલાંક વરસ પછી લખાઇ છે, તે છતાં તેમનાં વચ્ચે કાંઇ પણ દિવસે ગેરસમજુતી કે મતફેરી પડી નથી, અને આ બન્ને જોડાં વચ્ચે જેવો અને જેટલો સંપ છે, તેવો અને તેટલો બીજાં કોઇને નહિ હશે, એમ કહેવું અતિશ્યોક્તી નથી. તેની અમે ખાતરી આપીએ છીએ.

સોહલને જ્યારે ખબર પડી કે બેરામ ઝવેરી રસ્તે પડીને મરણ પામ્યો, ત્યારે તેણે છુટકારનો દમ ખેંચ્યો હતો, અને ત્યાર પછી પોતાનાં સગાંવહાલાંની કાળજીભરેલી મદદથી સાજો થયો હતો. અને પેશતનજી વાડીઆએ તેને સારી જેવી નોકરી અપાવી હતી. નાજાં પણ સુઘડ અને સુધરેલાં લોકોની અંદર વારંવાર ભેળાતી હતી, અને તેથી તેણીની રીતભાતમાં પણ મોટો સુધારો થયો હતો.

સોહલનો એક વાંકથી તેને અંતઃકરણની એટલી બધી સજા થઇ ચુકી હતી, કે વધુ સજાની કાંઇ જરૂર હતી નહિ.

ટુંકમા, આ ત્રણુકે જોડાંઓ એક બીજાં સાથે ઘણાં હળીમળીને રહીને જીંદગી ગુજારતાં હતાં.

